શ્રીમંત ભગવાન કરૂણાસાગરો વિજયતે

# પાખંડનો પરાજય

(અનુભવોદયકારક)

અને

# પંચમશ્વસમવેદ નિરૂપણ

પ્રકાશક

શ્રી ભગવાન કરૂણાસાગર મંદિર ટ્રસ્ટ, ઉમરા

કેવલ ચોક સામે, સો. એસ. વી. આર. ઈજનેરી કોલેજ,

સુરત. ૭ ફોન : ૨૧૧૬૧૮

શ્રીમંત ભગવાન કરૂણાસાગરો વિજયતે

# પાખંડનો પરાજય

## (અનુભવોદયકારક)

## અને

# પંચમશ્વસમવેદ નિરૂપણ

પ્રકાશક

શ્રી ભગવાન કરૂણાસાગર મંદિર ટ્રસ્ટ, ઉમરા

કૈવલ ચોક સામે, પો. એસ.વી.આર. ઈજનેરી

કોલેજ, સુરત. ૭ ફોન : ૨૨૧૧૬૧૮

# સર્વજ્ઞ દિવ્ય પરમગુરુ



## પરમ કૃપાળુ શ્રીમંત કરૂણાસાગર ભગવાન

પ્રાગટ્ય મહા સુદ-૨,
સંવત ૧૮૨૯

કૈવલધામ પ્રયાણ
ભાદરવા વદ-૧૩, સંવત ૧૯૩૪

## પ્રસ્તાવના

જગતમાં સર્વને જાણીતા માત્ર ચાર વેદ છે, પરન્તુ ઘણા ખરા તો ચતુર્વેદનાં તત્ત્વોને તથા તેના સંપૂર્ણ સ્વરૂપને યથાર્થ જાણતા નથી, છતાં એ ચતુર્વેદ ઉપરાંત ઉર્ધ્વગતિવાળો પંચમ શ્વસમવેદ છે, એવું જો, કોઈ તેમને કહે તો, તે પરમઆશ્ચર્ય માની ઘણી જ અસંભવિત માને છે, પણ કોઈ સંસ્કારીજનને પોતાની જીજ્ઞાસાવૃત્તિને લીધે એ આશ્ચર્યકારક ઉર્ધ્વગતિમાન પંચમ શ્વસમવેદને સત્ય સ્વરૂપમાં જાણી, ઉત્તમોત્તમ ફળ પ્રાપ્ત કરવાની ઉચ્ચ ઈચ્છા થાય તો, આવા ઉચ્ચ કોટીની ઈચ્છાવાળા જીજ્ઞાસુઓની વૃત્તિને સંતૃપ્ત કરવા શ્વસમવેદની ઉત્પત્તિ સહિત નિર્ણય કરવા સારૂં પ્રથમ તો ચતુર્વેદોત્પત્તિ સહિત ચતુર્વિધ વાણીનો વિસ્તાર એટલે કે, **ચારે વેદો કયા અંકુરમાંથી, કયા સ્થળમાંથી, કયા કયા તત્ત્વોના યોગે કઈ શક્તિના દર્શક, તથા કયા કાર્યના કારણરૂપ, કયા ઈષ્ટની પ્રેરણાએ કોની દ્વારા, અને કઈ સમૃધ્ધિના ભંડારથી પરિપૂર્ણ એવા એ ચતુર્વેદ ઉદ્‌ભવ્યા;** એ સર્વનું વર્ણન પંચમ શ્વસમવેદ નિરૂપણ નામના આ ગ્રંથમાં પ્રશ્નોત્તરરૂપે દર્શાવ્યું છે. તદુપરાંત ચતુર્વેદનો વાપર, ૐકારની સીમા, અને પ્રણવ-કલ્પતરૂનું પર્ણપુષ્પાદિ સહિતનું વર્ણન, ૐકાર જાપનો નિયમ, વેદની ચતુર્વિધ વાણીનો વાપર, વૈરાટમાં કોણ કરે છે ? વૈરાટમંડળના ભૂઃલોકથી સત્ય લોક પર્યન્તમાં પિન્ડનાં તત્ત્વોની ઐક્યતાની રીતનો વિધિ, સદ્‌ગુરૂ કુબેર સ્વામીની (શ્રીમંત કરુણા સાગર ભગવાનની) પરમકૃપા પ્રાપ્ત કરી પોતાનું સ્વાત્મસ્વરૂપ સિદ્ધ થયા પછી આત્મા અને પરમાત્માનો મેળાપ વિષેનો કુદરતી ન્યાય વગેરેનું વર્ણન કરેલું છે. વળી સોઽહમ્ ધ્વનિદ્વારા સિન્ધુસરિતાવત્ એકમેક થવાય; તના દૃષ્ટાન્તથી સિદ્ધાન્ત સિદ્ધ

કરાવાય છે, તેવો ઉર્ધ્વગતિએ આકર્ષણ કરનાર વિષય પણ આવી ગયેલો છે. આત્મા અને પરમાત્મા, બ્રહ્મ અને પરબ્રહ્મ, અંશ અને અંશી, પ્રકાશ અને પ્રકાશક, એ સર્વનું છિન્નભિન્ન વર્ણન કરેલું છે. વળી આત્મા અને પરમાત્મા એકદેશી કે સર્વદેશી, તેનો પણ સંશય સહિત પ્રત્યક્ષ અનુભવ કરાવેલો છે. આત્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી કૈવલ પરમાત્મામાં ભળવા સાધકને કોઈપણ કર્તવ્ય કરવું પડે નહિ; એ વિશે પણ આ ગ્રન્થમાં ઘણીજ સૂક્ષ્મગતિથી સ્પષ્ટ કરેલું છે, પણ તે ઘણી જ સૂક્ષ્મગતિ પ્રતિમાન પુરૂષને જે સમસ્ત લેખના સારનો સાર જે પંચમ શ્વસમવેદ નિરૂપણનો ન્યાય સમજાશે, જેને ઉર્ધ્વગતિમાન શ્વસમવેદનો સાર જણાયો; તો તેને દરેક સિધ્ધાન્તનું કર્તવ્ય જે અધો ઉધ્વના શ્વાસથી થાય છે, તે સઘળું વૈરાટદેહી નિરંજનની આદ્યે આ તરફમાં ઉત્પત્તિ સ્થિતિ અને લય થવાના ખાતામાં જ અર્પણ થાય છે, એવું પ્રત્યક્ષ જણાય; એટલી શક્તિ ઊર્ધ્વગતિના પ્રાણ પ્રદેશમાં રહેલી છે. ઉર્ધ્વ પ્રદેશ ઉપાધિ રહિત, અને અતિ જાગૃત છે. જે કોઈ શ્રીમંત કુબેર સ્વામીના જ્ઞાનથી ઉર્ધ્વપ્રદેશી થયા હોય; તેમને તો સકર્તાપતિ કૈવલ પરમાત્મા શિવાયની સઘળી ઉપાસના તે દ્વૈતમતવાદની જ જણાય છે. દ્વૈતનો નાશ છે, ને અદ્વૈત તે અવિનાશી કૈવલકર્તા છે. કૈવલકર્તાનો સિધ્ધાન્ત સર્વ સિધ્ધાન્તથી પરમસિધ્ધાન્ત છે. કૈવલપતિમાં મુક્ત થવા માટે ટેલીગ્રાફ તારના યંત્રવત કર્તાની કુદરતમાં ઉર્ધ્વપ્રદેશી પુરૂષનાં પુરૂષાર્થરૂપી-તંત્ર મેળવવો પડે છે. ત્યારે જ આત્મા પરમાત્મામાં નો આનંદ લે છે. જે તત્ત્વનો ઉદય જેમાંથી થયેલો છે તે તત્ત્વનું ઐક્ય તેજ તત્ત્વ સાથે થાય છે, એટલે કે બ્રાહ્યવૃત્તિ તે અંતરવૃત્તિમાં શમે છે, અને અંતરવૃત્તિ તે, આત્મસ્વરૂપના સાક્ષીમાં શમે છે, આત્મા એ, કૈવલપતિનો અંશ છે. તે અંતે કૈવલમાં જ લીન થાય છે. આ



મહાન તપસ્વી રઘુરામજી મહારાજ ગુરૂશ્રી ભગવાન કરૂણાસાગર

(ઉમરા-સુરત)

:: જન્મ ::
ફાગણ સુદ-૧૧ સંવત ૧૮૨૫

:: કૈવલધામ ::
જેઠ સુદ-૧૧ સંવત ૧૯૫૬

રીતે ઉલટ ક્રિયાથી અંશ તે, અંશીમાં લીન થવા માટે ઉર્ધ્વજ્ઞાન દર્શક "પંચમ શ્વસમવેદ નિરૂપણ" નામે ગ્રન્થ લખવા સ્ફુરણા ઉદ્‌ભવી એ સ્ફુરણાનું શમન આ પુસ્તકના સ્વરૂપમાં આજે થયું છે, તે આપની સેવામાં હાજર છે.

પ્રિય વાંચકવૃંદ! હું કોઈ મહાન વિદ્વાન નથી. સંસ્કૃતનો સંસ્કારી નથી. લેખક તરીકેનો આ પ્રથમ પ્રયાસ છે, જેથી પુસ્તકમાં સ્થળે સ્થળે દોષો નજરે પડશે. નિર્દોષ તો માત્ર કૈવલપતિ અને ભગવાન કરુણાસાગર જ હોઈ શકે. મનુષ્ય તો ભૂલને પાત્ર હોય જ તો સુજ્ઞ વાચકવૃંદ ભૂલચૂક ક્ષમાકારી નીરક્ષર ન્યાયે સાર ગ્રહણ કરશે એવી આશા છે. યોગ્ય ભૂલ કૃપા કરી કોઈ સજ્જન જણાવશે તો પુનરાવૃત્તિ વેળા યોગ્ય સુધારો કરવામાં આવશે.

આ ગ્રંથની પુરવણી તરીકે અમારો બીજો ઉપયોગી લેખ નામે "पाखंडनो पराजय अने अनुभवनो उदय कारक" આ લેખની સાથે પ્રથમ સામેલ છે. એ લેખ વિચારવાથી આ લેખ સમજવામાં વિશેષ સરળતા થઈ શકશે. સુજ્ઞ જીજ્ઞાસુ એ ઉભય લેખનો યોગ્ય ઉપયોગ કરી ઉચ્ચ ફળ પ્રાપ્ત કરે એવી વાંચ્છના છે.

આ ગ્રંથ છપાવવામાં સંત શિરોમણી પરમહંસ સુખાનંદજીએ તનથી સંપૂર્ણ તથા વધુ ભાગે ધનથી સહાય આપી પરોપકાર જણાવ્યો છે. એ સિવાય જેમણે આ ગ્રંથને અંગે નાની મોટી સહાય આપી છે તે સઘળાનો હું આ જગાએ અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. અને ઈષ્ટ પ્રત્યે મારી અહોર્નિશ પ્રાર્થના છે કે એમને અનુભવના ભંડારની અખુટ રિદ્ધિ પ્રાપ્ત થાઓ. अस्तु.

રતનપુર - પંચમહાલ બાળકૃષ્ણ સેવકરામ, ઉપાધ્યાય
સંવત ૧૯૭૪ના વૈશાખ સુદ
૧૧ મંગળવાર

# મહર્ષિ સેવકરામ તથા તેમના પુત્ર બાલકૃષ્ણ ઉપાધ્યાય

પંચમહાલ જિલ્લામાં આવેલા રતનપુર (કાંટડી) ગામમાં મહર્ષિ સેવકરામ કાયમપંથના પરમ ભક્તરાજ થઈ ગયા છે. તેઓશ્રી ગુરૂજ્ઞાન ધ્યાનધર્મમાં અગ્રગણ્ય ગણાતા હતા. તેઓશ્રી નિઃસ્વાર્થ બુદ્ધિના હોવાથી પરોપકારી, અદ્વિત્ય વિતરાગી અને જ્ઞાનથી સંપૂર્ણ મહાત્મા ગણાતા હતા. તે વખતમાં ધર્મ શાસ્ત્રની નિપૂર્ણતા તેમના જેવી કોઈનામાં ન હતી. તેઓશ્રી બ્રહ્મ કુલોત્પન્ન હોવાથી સર્વદા જ્ઞાન તત્ત્વમાં રચ્યા પચ્યા રહેતા અને તેથી આધ્યાત્મિક વિષયોના એક આદર્શ પુરૂષ તરીકે ગણાયા છે.

મહર્ષિ સેવકરામ શ્રી પરમગુરૂ કરૂણાસાગર ભગવાનના શિષ્ય હતા. તેઓ એક વખત ભગવાનના દર્શનાર્થે સારસા ગામે આવ્યા તે વખતે શ્રી પરમગુરૂ કૈવલજ્ઞાનની પરમ ધારા બાંધી સાધુ તથા હરિજનોને મહાન જ્ઞાની કથા સંભળાવતા હતા. તે સાંભળી મહર્ષિ સેવકરામ તો જાણે હતાશ જ થઈ ગયા. (નિરાશ થઈ ગયા) તેનું સાચું કારણ પરમગુરૂશ્રી સમજી ગયા. કથા પૂરી થાય બાદ તેમણે કહ્યું કે ભાઈ ! નિરાશ થવાનું કંઈ કારણ નથી. જો તારે કૈવલકર્તાના ઘરનું જ્ઞાન જોઈતું હોય તો, તને તારી જિંદગીના છેલ્લા વર્ષોમાં અંધાપો આવશે; અને તને એક જ દીકરો થશે ત્યારબાદ તારો વંશ અટકી જશે. ઉપરની શરત કબૂલ કરી, એટલે શ્રી પરમગુરૂએ આશિર્વાદ આપી કહ્યું હવે ઘેર જા ?

"સિંહને એક બાળ હોય છે ઘણા બાળ તો ભૂંડણીને હોય" માટે ફીકર કરીશ નહિ, તું સિંહનો બાળ છે. એટલું યાદ રાખજો કે મરણના પંદર દિવસ આગળથી અંધાપો મટી જશે. એટલે તે દિવસથી પંદરમે દિવસે કૈવલધામમાં જવાનું છે. ત્યાર પછીની જિંદગી ગુરૂ સાનિધ્ય પરમ જ્ઞાનમાં અવલોકન કરવામાં અને આત્મસ્વરૂપમાં ઊંડા ઉતરી સંશોધન કરવામાં ગાળી તેમનો આત્મા સ્વરૂપમાં દઢ નિશ્ચય જોઈને ઘણા વિદ્વાન પંડિતો પણ હેરત પામશે. તેઓશ્રીએ પોતાની આખી જિંદગી તદ્દન સાદાઈમાં ગાળી છતાં આ જગતની કોઈપણ વાંછનામાં લુપ્ત થયા નહિ. તેઓ ગુરૂજ્ઞાનના લક્ષ વૃત્તિને એકાગ્ર ચિત્તે રહેતા. તેથી તેઓશ્રીને પોતાના કુલના આપ્તજનોએ અનેકાનેક પ્રકારના વિઘ્નો નાખ્યા છતાં પણ તેઓ સંસારના કોઈપણ ફંદમાં ફસાયા વગર પોતાના ભાવિ વિચારમાં અડગ રહી પોતાના કુટુંબીજનોને આદર્શ જીવન બતાવી રહ્યા હતા. છતાં કોઈ પણ કુટુંબીજન આ પરમ મોક્ષદાયક લાભ લઈ શક્યા નહિ. એ ઘણી જ દિલગીરીની વાત છે. માત્ર મહર્ષિ સેવકરામના પુત્ર હતા. તેમણે જ આનો લાભ લીધો છે. જેમનું નામ બાલકૃષ્ણ હતું. તેઓ વિદ્વાન હોઈ પંડિતોના અધિનાયક હતા. તેમણે પિતાશ્રીના જ પંથે ચાલી કાયમપંથના તત્ત્વોનું સારું જ્ઞાન પ્રાપ્ત કરેલું હતું. તેથી તેઓ ભગવાન શ્રી કરૂણાસાગરને સર્વાચાર્યોના શિરછત્ર માનતા હતા. એટલું જ નહિ પણ બ્રહ્માથી લઈ આજ સુધી ભારત વર્ષમાં તો શું પણ મહીમંડ ઈંડમાં પણ એમના જેવા કોઈ પ્રગટ્યા નથી એમ તેઓ માનતા અને શ્રી પરમગુરૂના વચનામૃત ઉપર ટુક ટુક થઈ જતા હતા. તેઓશ્રી એમ જાણતા

કે ફાની સંસારના જીવો અનિત્ય તત્ત્વોને વળગી ફસાઈ ગયેલા છે.

આમ તો બાલકૃષ્ણનો જન્મ પણ પંચમહાલ જિલ્લાના ગોધરા તાલુકાના રતનપુર (કાંટડી) ગામમાં જ થયો હતો તેઓશ્રી કાયમપંથના ચુસ્ત અનીન અનુયાયી હતા. પોતે લેખક તથા કવિ હતા. તેમણે સકર્તા સિદ્ધાંતને જણાવતી વાણી હાલમાં ગદ્ય-પદ્ય રૂપે મોજુદ છે.

તેમના સાહિત્ય વારસામાંથી 'પાખંડનો પરાજય' અનુભવોદય કારક ગ્રંથની રચના થયેલ તે ગ્રંથના લેખક પણ તેઓ પોતે જ છે. તેમના પૂ. પિતા તથા દાદા પણ કાયમપંથને વળેલા હતા.

તેઓશ્રી સંવત ૧૯૮૩ના ભાદરવા સુદ - ૮ના રોજ કૈવલધામ નિવાસી થયા હતા.



## મહંત શ્રી સરજ્યુદાસજી
## ગુરૂશ્રી મોહનદાસજી




એકલ પ્રેમ પહોંચે નહી, જહાં જહાં જાય ફસાય,
જબ સતગુરૂપે ઉપજે, પ્રેમ અમુલ કહેવાય.

## સંત શ્રી નિર્મળદાસજી
## ગુરૂશ્રી મોહનદાસજી




પ્રેમ નેમ પ્રીત્યે કરી, ઘરો શ્રીમંત કુવેર શરન;
નારણદાસ નિશ્ચે કહે, મીટે જનમને મરણ.

# પાખંડનો પરાજય
# ને
# અનુભવોદય કૃત

॥ ॐ श्री सत्य कैवल परमात्मने नमः ॥
॥ श्रीमंत कुबेर स्वामि परम गुरु विजयते ॥
॥ श्री नरवेद सागर सत्य छे ॥

**અર્થ - પાખંડનો પરાજ્ય, ને અનુભવનો ઉદયે કારક લેખ પ્રારંભ.**

## અથ મંગલાચરણ સાખી.

પ્રથમ નમું ગુરૂ દેવને, કરવા મનનું કાજ;
પાખંડ પડદો ખોલતાં, આવે અનુભવ રાજ, ૧
પાખંડ રેણી પરહરી, પ્રગટે અનુભવ સુર;
વાંચી સુણી અનુભવો, અધિકારી જન ઉર. ૨
અજ્ઞાનીને વાગશે, જાણે શબ્દો તીર;
હંસ ગતિના જ્ઞાનિઓ, ન્યારૂ કરે પયનીર. ૩
પરમાત્મા પ્રાધાન્ય છે, આત્મ જ્ઞાનથી જોય;
ઉભયેના અનુ સુતથી, લખી હકીકત સ્હોય. ૪
સમજે તો બહુ સાર છે, નહિ સમજે તો માર;
ઉભયે વિધ આ લેખમાં, કહું છું પ્રથમ પોકાર. ૫
દોષ ન દેશો કોઈને, કહું છું બેઉ કર જોડ.
કારણ વાંચન હારમાં, બુદ્ધિ લઘુ કે પ્રૌઢ. ૬

શ્રીમત્ કુવેર સિદ્ધાન્તને, લખવા મન આતુર;
બાલકૃષ્ણ ગતિ પ્રેરશો, ગુરૂ નારાયણ ઉર. ૭
બાલકૃષ્ણની અરજ એ, સુણો ગરીબ નિવાજ.
સતત સાક્ષી થઈ રહો, લખતાં લેખ ધિરાજ. ૮
વાંચકને કર વિનંતી, આવરણ કરજો દૂર;
આત્મ અર્ક ઉપાસતાં, પ્રગટે ચૈતન્ય દૂર. ૯
ચૈતન્ય જયોતિ ઝળહળે, જયાં જોઈશું ત્યાં વ્યાપ;
એ અનુમતીયે વાંચશો, તો તપશે નહિ તાપ. ૧૦
સંસ્કારે સૌ નિવડયા, ભક્તો ભેખ અનેક;
વરણ વખાણે શું બને, નહિ વરણનો ટેક. ૧૧
આદ્યથકિ સૌ ભક્ત તે, ચતુર વરણમાં થાય;
જ્ઞાન વરણ સૌથી વડી, અન્ય શુદ્ર સમતાય. ૧૨
ભક્તિની ખટ ભાવના, પ્રેમે પકડો ક્રમ;
પરમ મોક્ષ પર્યંતનો, બાલકૃષ્ણ કથે મર્મ. ૧૩
ગદ્યમાં સર્વે ગોઠવ્યો, અક્ષર માળા લેખ;
બાળકૃષ્ણ જોશો નહિ, રસ્વ દિર્ઘનો નેક. ૧૪
ઉપલક દોષો દેખતાં, વૃત્તિ ત્યાં વિરમાય;
બાળ કૃષ્ણ સિદ્ધાન્તમાં, સુરતા કઈ પેરે જાય? ૧૫

॥ ઈતિ શ્રી મંગલાચરણ સંપૂર્ણ ॥



# अथ पाखंडनो पराजय ने अनुभवोदय कृत ग्रंथ लिख्यते ॥ पारंभ॥

## બ્રાહ્મણને જાણવા યોગ્ય પ્રશ્ન

આ ઘોર કળીયુગમાં પૂર્વે બૌદ્ધ ધર્મનું ખંડન કરવા સારૂ આદિ શંકર થઈ ગયા. તેમણે વેદ ધર્મનું પ્રતિપાદન જગ જાહેર કર્યું. અને પોતાનો કરેલો પુરૂષાર્થ આર્ય ભૂમિમાં કાયમ રાખવાના હેતુથી તથા અવૈદિક પાખંડી પ્રચાર ન થાય માટે ચાર દિશામાં ચાર શંકર મઠ સ્થાપ્યા. દરેક મઠના આચાર્યને આર્ય ભૂમિના બ્રાહ્મણો વગેરેને બોધ કરવા સારૂ પૃથ્વીને વિષે હદો બાંધી આપી. તે સર્વે પોતે પોતાની હદમાં રહીને બ્રાહ્મણો વગેરેને વેદ ધર્મપરાયણ નિયમો વશ વર્તાવીને ધર્મ ધુરંધર આચાર્ય પદના અમલમાં રાખીને જગદ્ગુરૂના અલંકારથી પરંપરાથી વૈદીક ધર્મનો પ્રચાર કરી રહ્યા છે. ને વૈદીક ધર્મ પ્રમાણે, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, આદિ સર્વ વરણ ગુરૂપદને માન્ય આપી સર્વેમતાનુયાયીઓ થઈ રહ્યા છે. તે એવી રીતે કે શિષ્યો જાણે છે કે શંકરાચાર્ય અમારા ગુરૂ છે ને ગુરૂશ્રી જાણે છે કે જગતના બ્રાહ્મણાદિ સર્વ વરણના ગુરૂ અમે છીએ.તેમ સર્વ જીવોના તારક પણ અમો છીએ, શિષ્યો પણ એ જ પ્રમાણે માન્ય કરી ગુરૂ સેવા પ્રેમપૂર્વક ઉઠાવ્યા જાય છે. ગુરૂશ્રી હમેશાં દરેક ગામમાં કે દરેકને ઘેર શિષ્યોની સમક્ષમાં કાયમ રહેતા નથી. કોઈ કોઈ વર્ષે પોતે આવીને ભેટ સેવા લઈ જાય છે. ને ષટ કર્માદિ ભક્તિ માર્ગનો અમલ બજાવી જાય છે. ગુરૂશ્રી પોતે પધારે છે તો પણ શિષ્યોએ ગુરૂની સમક્ષમાં રહીને ષટ કર્મને વિષે રહેલી શંકાઓ મુક્ત કરવી તેવી આરત કે આકાંક્ષા

થતાં કોઈને દેખ્યા નહિ. માત્ર લખીત કે છાપેલાં પુસ્તકો વાંચીને કે એવા અજાણ ગુરૂથી સંધ્યા વગેરે સુણી શીખીને કે દેખાદેખી હું ષટ્ કર્મનો અધિકારી છું એવો ભાર માથે લઈને સુષુપ્તિ સરખા કર્તવ્ય કર્યા જાય છે. તેમને સુષુપ્તિ સરખા એટલા માટે કહ્યા કે "ઘણા ખરા બ્રાહ્મણો તે દશ વર્ષથી તે સીત્તરે વર્ષના વૃદ્ધ થાય છે. અને તે ત્રીકાલ સંધ્યા કરતા હોય છે. પણ તેમને પૂછીએ કે આત્મબીજ "ૐકાર છે" તે સર્વ અક્ષરોમાં આદ્ય છે. એટલે દિવ્ય મંત્ર ગાયત્રીથી પણ આદ્ય છે. એ "ૐકાર" વ્યાકરણના ભેદે અકાર, ઉકાર ને મકાર એ ત્રણની ત્રીપુટી મળવાથી ૐ એવો ઉચ્ચાર થાય છે અને તે ઉચ્ચાર આપણા સ્થુલ શરીરમાં જ થાય છે. હવે અકાર, ઉકારને મકારનું સ્થાન આ શરીરને વિષે ક્યાં ક્યાં રહેલું છે ? વળી ૐકાર છે તે સર્વ તત્ત્વમાં તત્વ છે. અને તે મહાન ચૈતન્ય બ્રહ્મ પ્રકાશ રૂપ છે. તે ભૂર્લોકથી તે સત્ય લોક પર્યંતમાં વ્યાપક છે. અને તે પિંડમાં તથા વૈરાટ બ્રહ્માંડમાં સઘળે સભર છે. તો આપણા શરીરને વિષે ભૂલોકથી તે સત્ય લોક સુધીનાં સ્થાન ક્યાં ક્યાં છે ? અને પિંડનું તથા વૈરાટનું એકીકરણ કેવી રીતે થાય છે ? વળી અકારથી ઉઠેલો ધ્વનિ મકારના સ્થાને પહોંચે તે કેવી રીતે ? અને પ્રણવ જાપ કેવા નિયમથી જપાય છે ?

પ્રણવ વેગ ક્યાંથી ઉઠી ક્યાં જઈ સમે છે ?

અને પ્રણવ જાપ કોણ ઈષ્ટની સત્તાએ જપાય છે ?

વળી પ્રણવજાપ કોને નિવેદન થાય છે ?

વળી ૐ કાર બીજ છે તે કયા ફળની પ્રાપ્તિ કરાવનાર છે ?

તમને ૐ કાર જાપ ઉપર શ્રદ્ધા છે ? કે અન્ય મંત્રો પર છે ?

વળી હું કોણ છું ? ને મારા કર્તા તે કોણ છે ?

હું ક્યાંથી આવ્યો છું, અને ક્યાં જવાનું છે ?

બીજું મારે કયા સ્વરૂપે થઈ કયા સ્વરૂપમાં ભળવાનું છે ?

હું ચતુર વર્ણમાં બ્રાહ્મણ વર્ણ ઉત્તમ છું, તેવી મમતા પરંપરાથી એટલે દરેક જન્મથી કાયમ છે ? કે આધુનીકમાં એટલે આ જન્મમાં જ આવી મળેલી છે ?

બીજું વર્ણાશ્રમનો અભિમાન તમને કયાં સુધી રહેશે ?

અને વરણાશ્રમનો અભિમાન દૂર થયા પછી કયો અભિમાન ધારણ કરવો પડશે ?

વરણ ભેદના અભિમાનને ઉત્તમ ગણવો કે વરણ ભેદ રહિત થવાની ઈચ્છા રાખવી ? વળી પ્રાણાયમ કર્યા પછી પુના-તુના ઉચ્ચારથી ઇંદ્રિયોને અભિસિંચન કરીએ છીએ તેથી સર્વે ઇંદ્રિયો પવિત્ર થાય છે. એ પવિત્ર થઈ એવું સંતોષકારક માનવા જેવી પરીક્ષા શી હશે ?

અંગન્યાસ કરીને સર્વે ઇંદ્રિયો બળવાન થાઓ તેવી યોજના કરીએ છીએ, તો પ્રાપ્ત થયેલું બળ કયા કાર્યમાં વાપરવાની ફરજ છે ?

આ તમામ શંકાઓના ખુલાસા પોતાના શ્રી સદ્‌ગુરૂને પૂછીને નિવૃત થયા નથી. તેથી આવું સુગમ, સરળ અને હંમેશાં ત્રિકાળ સમયે ભણી જાય છે ને કર્યા જાય છે. છતાં ઉપરના પ્રશ્નનો ઉત્તર આપી શકતા નથી ત્યારે બ્રાહ્મણને ૐ કારનો અધિકાર છે. તેવી મમતા કરવાનો હક આવા નામના બ્રાહ્મણોને શો છે ?

જ્યારે કર્તવ્ય કરે છે અને ક્રિયાને કારણ સમજતા નથી માટે જ સુષુપ્તિ સરખા કહ્યા છે. હવે બ્રાહ્મણને, ક્ષત્રીને, અને વૈષ્યને વરણ પ્રમાણે સંધ્યાદી ષટ કર્મ કરવાન કહ્યું છે. ષટ્ કર્મનું ફળ તે દેવ પિતૃતના રૂણથી મુક્ત થઈ તત્ત્વને જાણવું. તત્ત્વમાં આત્માને ઓળખવો. આત્મા છે તે અગમ્ય, અગોચર, અવ્યય,

રૂપ, રંગ રેખાથી રહિત એવો અનુપમ છે. તેને માત્ર બ્રાહ્મણની બુદ્ધિ વિના અન્ય કોઈ જનોની બુદ્ધિ આત્મ બ્રહ્મની કલ્પના કરી શકવા, તથા યથાર્થ છે તેવો નીશ્ચે નીરખી શકવા કે તેવી ધૈર્યતા મેળવવા કે ધારણા ધ્યાન ધરવા શક્તિમાન નથી. કેમ જે બ્રાહ્મણ છે તે વેદ તથા શાસ્ત્રોના વેત્તા છે, માટે સર્વ ગ્રંથોનો સાર ગ્રહણ કરીને પોતાની વિશાળ બુદ્ધિ વડે સુક્ષ્મ વસ્તુનું ગ્રહણ કરે તેવી બુદ્ધિ તો માત્ર બ્રાહ્મણની જ હોય છે. એવું કાર્ય કરવામાં અન્ય વરણની ગતિ કે મતિ ચાલી શકે જ નહિ જ્યાં સુધી આપનું આપ આત્મ સ્વરૂપ આ સઘળા શરીરના પંચ મહાભૂતનાં બનેલાં જડતનુંને સચેત કરનાર છે, તે નીકટમાં નીકટ ને પોતામાં પોતે આપો આપ છે. તેને જાણવાનું જ્યારે દુર્લભ થઈ પડયું છે, તો અનંત ઇંડ પિંડથી ન્યારા અનંત બ્રહ્માંડાધીશ કૈવલ પરમાત્માની સાથે આપના આપ આત્મ સ્વરૂપની ઐક્યતા કરવાની કેટલીક મુશ્કેલી કહીએ ? એટલા માટે કહ્યું છે કે : **"ब्रह्माचीने सो ब्राणह्वा"** આ વાક્ય ઉપર ધ્યાન લેનારને પોતાની મનોવૃત્તિનો નિગ્રહ કરવા, તથા આત્મ નિવેદન વાળી વૈરાગ્ય યુક્ત ભક્તિ રસનું પાન કરવા, આ દેહ રૂપી દેવળમાં તદાકાર સંયમ પણે અપરોક્ષ કે જાગૃત રહીને સર્વ સંશયનું સમાધાન કરવા કેવી રીતે સત્વર રહેવું જોઈએ ? સમદમાદિ સંપત્તિમાં સમાધાન સંપત્તિ આત્મ સ્વરૂપને નિશ્ચે કરનારી છેવટે છે. એ સમાધાન સંપત્તિ સંપાદન કરનારને જ બ્રાહ્મણ કહેવાય છે. બાકીના સંસ્કારથી તથા વેદ ભણવાથી દ્વિજ અને વિપ્ર કહેવાય છે. પણ બ્રાહ્મણ તો આત્મ બ્રહ્મને જાણવાની યુક્તિસહ ભક્તિ સંપાદન કરે તેમને જ કહેવાય છે અને તેવી યુક્તિ સહ ભક્તિનો ક્રમ અનુક્રમે બતાવનાર પરમ કૃપાનિધિ સદ્‌ગુરૂની પદવી જગમાં જાહેર છે.

હવે જ્યાં સુધી બ્રહ્મમય થવાને સમદમાદિ ભક્તિના ક્રમે

આરૂઢ રહેવાયું નહિ, ને સદ્ગુરૂ પાસે માંગણી કરવાની કે તેવા ક્રમને જાણવાની જીજ્ઞાસા છે નહિ, તો આ જગતના સંતભક્તો પ્રત્યે મિથ્યાભિમાન કરવો, તથા નરકે પહોંચાડનારી સંત ભક્તોની નિંદા કરવી, અને મન મુખી જેવા થઈને મનમાં ફુલાવું, વળી ઈશ્વરને ભજનારની આગળ મોટા થઈને હું બ્રાહ્મણ જગતનો ગુરૂ છું, મારા ગુરૂ શંકર છે, મારો સનાતન ધર્મ છે, એ પ્રમાણે સર્વ બાબતો જાણે ખરા પણ શંકર ગુરૂની મહત્તા પ્રમાણે જ્ઞાન વિનાના ખાલી ધડાકા મારીને શંકર ગુરૂશ્રીનો ભાર માથે લઈને ફરે અને પોતે બહિર ભાવનાનું કર્તવ્ય કરતાં હોય તે વખતે કોઈ આત્મ જ્ઞાનનું સ્થાપન કરવા વાર્તા કરે તો તેની સાથે આત્મ જ્ઞાનનું ખંડન કરવા પોતાનું સબળ પણું બતાવીને ખુબ ઝગડો મચાવે, અને પોતાનું ચાલે તેટલું કરે, કોઈ જ્ઞાનિનું કહેવું શાન્તિથી સાંભળે નહિ, કદાચી અભાવે સાંભળે તો જ્ઞાન ગતિ વિનાના સમજે નહીં. અને કદાપી શબ્દ વિવેકી હોય ને સમજે તો મિથ્યાવાદ કરનાર માન્ય કરે નહિ. એવા અભિમાની બ્રાહ્મણોને પ્રીતમ સ્વામીએ કહ્યું છે કે

**સકલ સભા શિવ વાહન જેસી, કહેવે સો સુણે નહિ,**
**સુણે તો સમજે નહિ, સમજે તો રૂસ જાય,**
**કહે પ્રિતમ એ સંગમાં બેઠનકો કયા મહિમાય.**

હવે પ્રિતમ સ્વામીએ એટલા માટે કહ્યું કે જે મિથ્યાભિમાની હોય છે તે આત્મજ્ઞાનથી અજાણ્યા હોય છે, ને જગત્ ગુરૂનો બોજ (ભાર) પોતે માથા પર લઈને ફરે છે; ગુરૂના જ્ઞાન પ્રમાણે ચૈતન્ય મય થવાય તેવું પોતાનું જ્ઞાન કે કર્તવ્ય છે નહિ, આવા આત્મજ્ઞાન વિરુદ્ધ કર્તવ્યથી પોતે મુક્ત થયા નથી, તો અન્યને મુક્ત કરશે ક્યાંથી ? છતાં આત્મજ્ઞાની પુરૂષોનું સંયમાદિ

કર્તવ્યને નષ્ટગણી પોતાની બાહિર ભાવનાની ભક્તિ કરાવવા પોતે જગત્ 'ગુરૂ બ્રાહ્મણ'એ વાક્ય રૂપીભાર પોતે શીરપર લઈને ફરે છે, તે એવી રીતે કે શ્રીમત્ શંકરાચાર્ય અમારા ગુરૂ છે, ને ગુરૂનું જ્ઞાન તો ગ્રહણ કરવું નથી,ને તેવો ગુરૂબોજ લઈને પોતે ફુલવું, ને જ્ઞાનિઓને ડરાવવું, ત્યારે એ શિવ વાહન એટલે નંદીના સ્વભાવ જેવા સમજવા.

નંદિના સ્વભાવ જેવા એટલા માટે કહ્યા કે નંદી છે તે ઘણાંક પુસ્તકોનો ભાર ઉંચકે ખરા પણ તે પુસ્તકોની અંદરનું જ્ઞાન નંદીને હોય નહિ. તેવી રીતે શંકરાચાર્ય ગુરૂશ્રીનો ભાર નામના બ્રાહ્મણો લેતા હોય તો તેમને શંકર મતના અદ્વૈતજ્ઞાનનું ભાન ક્યારે આવે નહિ, હવે આ પ્રથમથી સવિસ્તર લેખના વાંચનારને પ્રારંભથી લખેલી વાર્તા તો સર્વમાન્ય શાસ્ત્રોક્ત છે એટલે ભાવા ભાવે ઘણી ખરી રૂચશે ખરી, પણ પ્રિતમ સ્વામીનું દ્રષ્ટાંત આવશે એટલે અજ્ઞાનતાને તત્કાળ મહાક્રોધ ઉત્પન્ન થઈ બીલકુલ રૂચશે નહિ કારણ કે તેમનામાં કહેલા દ્રષ્ટાંત સિદ્ધાંતનો સાર લેવા જ્ઞાન તો નહિ હોય, પણ મિથ્યા અભિમાન તો હશે એટલે એકદમ તમો ગુણ વાપરશે ને આ દૃષ્ટાંત ઉપરથી એ વાંચનાર તે જ્ઞાતા છે કે અજ્ઞાતા છે, તેની પરીક્ષા પ્રિતમ સ્વામીનું દ્રષ્ટાંત વાંચશે એટલે પોતાની બુદ્ધિની પરીક્ષા સ્પષ્ટ થઈ આવશે. જેવી રીતે મરેલા સર્પની પરીક્ષા દુર રહીને પત્થર અથવા ગમે તે પદાર્થનો પ્રહાર કરવાથી થઈ આવે છે, તેમ ઉપરના દ્રષ્ટાંત રૂપી શબ્દના પ્રહારથી જ્ઞાતા અજ્ઞાતાની પરીક્ષા થઈ આવે છે. કારણકે માંહે કહ્યું છે કે 'સમજે તો રૂસ જાય' એ વચન તો સંત પુરૂષનું કહેવાય, માટે મિથ્યા જવાનું જ નથી. મોટા પુરૂષનું બોલવું સત્ય જ હોય છે, તેથી તેમને વાંચતાં જ એકદમ રીસ ચઢશે, તે કારણ અજ્ઞાનનું છે. કારણકે તેમને

વાંચીને સત્ય ગુણી સાર ગ્રાહક શક્તિ નથી. તેથી ઉલટા આ લેખ લખનાર પર મહાન ક્રુર સંકલ્પો ચલાવશે, પણ તેઓમાં બાકીના સમસ્ત લેખનો સાર સિદ્ધાંત જોવા રહે તેવી સદ્‌ગુણી ધૈર્યતાજ નથી, તેમ સમજવું.

જેમ વિષધર સર્પને સાકર ઈલાયચી વાળું દૂધ દુર રહીને પાઈએ તો તે દુધનુ પાન કરે ખરો, પણ દુધનો પાનાર એની પાસે દુધ પાવા સારૂ જાય તો તે તુરત ડંષ કર્યા વિના રહેનાર નથી તેવી રીતે અજ્ઞાની જનો પોતાની ઝેર બુદ્ધિનો વાપર કર્યા વિના રહેનાર નથી. હવે તેમને શાન્ત કરવા લખું છું કે પ્રિતમ સ્વામીનું કહેલું દ્રષ્ટાંત આપીને આ લેખ લખવાની જરૂર અમારે શી હતી ? અને બીજી વર્ણના અજ્ઞાનીઓની ભૂલ લખી નહિ, માત્ર બ્રાહ્મણોના વિષે જ લખ્યું છે ! એવી કોઈ શંકા કરે તો તે કહું છું તે શાન્તિથી સાંભળો કે બ્રાહ્મણ વરણ, ને બ્રાહ્મણનું કર્તવ્ય, તે અન્ય વર્ણ કરતાં આ જગતમાં સર્વોત્તમ ગણાય છે. અને અન્ય વરણની ઉપાસના તો અદબદ અંધાધુંધ જેવી છે. અને તેઓ બ્રાહ્મણના બતાવ્યા પ્રમાણે ઈશ્વરની ભક્તિ પરોક્ષ ભાવે કરે છે. ને બ્રાહ્મણોની ભક્તિ તો અપરોક્ષ ચૈતન્ય મય પ્રગટ રૂપે છે. અને એવી ભક્તિના અધિકારી બ્રાહ્મણો તે જગત્ ગુરૂ થાય છે હવે આવી ઉત્તમ પંક્તિના બ્રાહ્મણો જ્યારે પોતાના કર્તવ્યમાં જ ભૂલ રાખી રહે તો તે સામાના ગુરૂ થઈને શું જ્ઞાન આપીને પોતાનું ગુરૂપદ શોભાવી શકશે ? હવે આ ઠેકાણે વિચાર કરો કે અન્ય વરણને તો શુભાશુભ કર્મકાંડનું કર્તવ્ય કરાવવા તમારા ગુરૂ થવા આવવું નથી માટે અન્ય વરણની ભુલચુક લખી નથી. તેમ તે લખવાની જરૂર પણ નથી કારણ કે તમારા અજ્ઞાને કરીને તમે જ એમને અંધાધુંધ જેવા આત્મ અંધા રાખ્યા છે તેમ પોતે પણ રહ્યા છો. અને અનેક

પ્રકારના આત્મ જ્ઞાન વિનાનાં પાખંડી કલ્પીત કર્મો કરાવીને આ તરફમાં વળગાડી મૂકો છો. તેથી આ જગતના જીવોનું કાર્ય તમારાથી જ બગડે છે એવું સમજીને તમારા વિષે લખ્યું છે માટે એ બાબતનું ખોટું માનશો નહિ અને ખોટું માનો તો એ બધું તમારા અજ્ઞાનનું ચિન્હ છે. તમારામાં જ્ઞાન હોય તો તમે તમારા જ કલ્યાણને અર્થે આત્મ અનુભવનો પ્રકાશ કરીને પોતે ચૈતન્ય ઉપાસના કરો ને કરાવો, તો શું તમારૂં ને તેમનું કલ્યાણ ન થાય ? પણ જયાં પોતે જ દેખાદેખીને કહેતા કહેતી અનેક પ્રકારની આકાંક્ષાઓ ધારણ કરીને પરોક્ષ દાવાના કર્મ કાંડમાં મચી રહ્યા છે. અને એવા અનેક પ્રકારના કર્મથી તૃપ્ત રહી અજરામર સુખની કલ્યાણકારીક આકાંક્ષા ધારણ કરતાં નથી ને આત્મ જ્ઞાનના આંધળા થઈ રહે છે. તો તેવા દાંભિક બ્રાહ્મણો તે શરણ થયેલા જીવોની આત્મ જ્ઞાનના બોધે કરી અંતરવૃત્તિ શું જાગૃત કરનાર છે ? જે પોતે આંધળા હોય તો તે સામાને સીધે રસ્તે શું દોરશે ! આ ઠેકાણે બ્રાહ્મણો એમ કહેશે કે ચૈતન્ય પદને ચીનવા માટે પ્રારંભમાં કર્મમાર્ગ પૈકી જડ ઉપાસના કરાવવી જોઈએ, કેમ જે એકદમ આત્મજ્ઞાનની વાર્તા તથા બોધ કે ભજન સંયમ કરાવાયે નહિ. આત્મ ધ્યાનના અભિલાષીને પ્રથમ તો ધાતુ પાષાણ કે મૃતિકાની મૂર્તિનું પૂજન તથા ધ્યાન વગેરે પૂર્ણ શ્રદ્ધા પૂર્વક કરીને ભક્તિ સાધવી જોઈએ. એવો નિયમ આત્મજ્ઞાનથી, તથા વેદાન્તની ષટ સંપત્તિથી વિમુખ રહેલા બ્રાહ્મણો બતાવે છે. હવે આત્મ સ્વરૂપ ઓળખવામાં આ નિયમ કેવો થયો કે

'चैतन्य स्वरुप जाणवा माटे घीने उद्देशीने छोकराये पिताने पूछेला प्रश्ननु आत्मविरुद्ध' – દ્રષ્ટાંત :- એક અજ્ઞાન છોકરાએ પોતાના પિતાને પૂછયું કે પિતાજી ! આ જગતમાં સર્વ કોઈ ઘી

ખાય છે. એ ઘી મેં ખાધુ નથી, તેમ ઘી જોયું પણ નથી, એ ઘી તે કેવું હશે ? તે મને બતાવોને ? પિતાએ છોકરાને ઘીનો અનુભવ કરાવવા સારૂ ઘીને બદલે મહીષી બતલાવી. હવે આ દ્રષ્ટાંતનો ખ્યાલ કરીને વિચારો કે એ છોકરો મ્હૈષીને જોવાથી પ્રવાહીક જેવા ઘીનો અનુભવ કેવી રીતે કરી શકશે ? વિવેક વિનાના પિતાએ જાણ્યું કે ઘી પદાર્થ છે તે મ્હૈષીમાંથી નીકળે છે. માટે મ્હૈષીને બતાવું, એવી જડ બુદ્ધિના વિવેકી મનુષ્યો અદ્રષ્ય તત્વાતિત ચૈતન્ય સ્વરૂપને બદલે હરેક પદાર્થની ઉપાસનામાં જીવોની અંતર વૃત્તિ શ્રદ્ધા સહિત જતમત જોડી દે છે. ત્યારે પદાર્થથી રહીત જે "આત્મ સ્વરૂપને" કેવી રીતે અનુભવશે ? હવે પ્રતિમાનો પુજારી જે જે કાળે પ્રેમ સહિત ધ્યાન ધરશે તો તેને સ્થુલની પ્રતિમા જ ધ્યાનમાં આવીને સન્મુખ દ્રશ્ય થશે. કારણ કે પ્રતિમા છે તે આ સ્થુલ શરીરની છે માટે દ્રશ્ય પદાર્થની પ્રતિમા સન્મુખ દ્રશ્ય થશે. ત્યારે ધાતુ પાષાણની આદ્ય મુર્તિનું ધ્યાન ધારણા કરાવનારને પૂછીએ છીએ કે આપના દેહ રૂપી દેવળમાં પોતે આપો આપ પ્રાણ જીવન પ્રગટ છે. તેને ઓળખવા સારૂ તથા તદાકાર થવા સારૂં આપનું આપ ચૈતન્ય સ્વરૂપ જે વેદ શ્રુતિમાં અહં બ્રહ્મ વાક્ય કહેલું છે, તે સ્વરૂપ અન્ય મુર્તિમાં, કે અન્ય કર્મ માર્ગથી ક્યાંથી દ્રશ્ય થવાનું છે ? જે વસ્તુ પોતાના ઘરમાં ખોવાઈ છે ને તેને શોધવા પરદેશ જવું એ કેવો ભૂલ ભરેલો પુરૂષાર્થ કહેવાય ?

ભૂલ ભરેલો છે તેવું માન્ય કરતા ન હોય તો તત્કાળ અનુભવ થશે કે જે પૂર્ણ શ્રદ્ધાળુ કર્મકાંડના ઉપાસક છે તેઓ યજ્ઞાદિકને અંગે સ્થાપનોની ઉપર દેવોનું આવાહન કરીને જપ કે હોમ કરવામાં આખી જીંદગી ગુજારે છે. તો શું ? તેઓ ચૈતન્ય પદનું ચિન્હ જોઈ શકે છે ? કર્મ માર્ગથી બ્રહ્મનુંદર્શન

થતું હોય તો તે હકીકત જાણવા માટે હંમેશના આસ્તિક કર્મોપાશકોને પ્રતિજ્ઞા દઈને પૂછો કે તમને તમારા આત્મ સ્વરૂપનું દર્શન કે ભાન પણ થયું છે ? સાક્ષીથી અસાક્ષી રહી અન્ય ભક્તિ કરનારને આપનું આપ ક્યારે ઓળખાય જ નહિ એવો સ્વાભાવિક નિયમ છે. એવું આત્મ વિરૂદ્ધ કર્તવ્ય કરવાથી ઈચ્છિત પુરણ થાય નહિ. જેમ કે

### पाताळमां रहेनार मणिधर सर्पोनुं द्दष्टांत

એ વિષે દ્રષ્ટાંત :- એક સમયે પાતાળના રહેનાર મણિધર સર્પોને આ મૃત્યુ લોકની ભૂમિકાની હવા લેવાને ઈચ્છા થઈ. ત્યારે વચમાં રહેલું પૃથ્વીનું અંતર પટ ભેદવા માટે પોતાના મુખમાં મણિ ધારણ કરીને પૃથ્વીને વિષે આવ્યા. અહીંયાં બહાર આવ્યા પછી અત્રેની હવાનો પટ લાગવાથી સર્પોને ક્ષુધા ઉત્પન્ન થઈ એટલે શરીરના ધર્મ પ્રમાણે ખોરાકનું સેવન કરતાં પોતાના મુખમાં આણેલા મણિ પૃથ્વી પર પડી ગયા. મણિનો સ્વભાવ એવો હતો કે એને પૃથ્વી અને પાણી તુરત માર્ગ દે, એ કારણથી આણેલા મણિ એકદમ પાતાળમાં જતા રહ્યા. જ્યારે સર્પોને પોતાના સ્થાનકે જવાની ઈચ્છા થઈ ત્યારે ઘણી ઘણી પ્રકારનો પુરૂષાર્થ કરી જોયો. પણ પૃથ્વીનું પટંતર છે એટલે પાતાળમાં કેવી રીતે જઈ શકે ? મણિના વિયોગનું દુઃખ સર્પોને ઘણું જ આવી પડયું. સર્પોએ મણિના અભાવે મણિની આકૃતિ જેવા પાષાણના ને મૃતિકાના મણિ બનાવી પૃથ્વીને ભેદવાના પ્રયત્નો કરી ચુક્યા પણ તેવો પુરૂષાર્થ કોઈ કામ લાગ્યો નહિ. આ દ્રષ્ટાંતે સમજવાનું એજ છે કે પ્રત્યક્ષ સાચા મણિ વિના સર્પો પોતાનું મૂળ સ્થાન કદાપિ પામવાના નથી. તેવી રીતે આત્મ જ્ઞાન વિનાની બાદલી ભક્તિએ અનંત ઈન્ડ પિંડને ભેદીને પરમ સુખની ભૂમિકાના નિવાસી કદાપિ થવાય જ નહિ કારણ

કે ધાતુ પાષાણ કે મૃતિકાની પ્રતિમા બનાવીએ તે તો ક્ષણું ભંગ થવાવાળું આ શરીર છે. એ સ્થૂલ શરીરની જ પ્રતિમાની કલ્પના કરીને પૂજવામાં આવે છે. હવે વિચાર કરો કે પોતાના અંતરનો ઉમંગ ને આરત તો બ્રાહ્ય પ્રતિમાને અર્પ્યાં, ત્યારે અંતર પ્રદેશે અંતરયામીનું અવલોકન કયા સાધનથી કરાશે ? આ પ્રમાણે ભક્તિ કરવાથી પોતાના સાક્ષીની કે સાક્ષીને નિવેદન થાય તેવી યોગ્ય પૂજા જ કરતા નથી. જ્યાં સુધી આત્મ નિવેદન થયું નથી ત્યાં સુધી શરીરના સાક્ષી અંતરયામીથી બહિર મુખ સમજવા. તેવું વેદના પ્રમાણથી સિદ્ધ થાય છે કે સ્થુલાદી દેહોનો સાક્ષી તે દેહ જેવો કે પંચ મહાભૂતના જેવો નથી. સાક્ષી તો સર્વ તત્વોથી રહિત છે. તે સાક્ષીના શુદ્ધ સ્વરૂપનું નિરાકરણ કરતાં વેદો નેતી નેતી કહીને અંતે મૌન થઈ રહ્યા છે. અર્થાત્ વેદોથી પણ બ્રહ્મસ્વરૂપનું વર્ણન યથાર્થ થઈ શક્યું નથી, તો તેવા બ્રહ્મને તમોએ તમારી મનોચ્છિત કપોળ કલ્પિત સ્થુલ શરીરની આકૃતિને પૂજતાં તમને બ્રહ્મ સ્વરૂપ ક્યાંથી જડી આવ્યું ? કે જેથી કરીને તમોએ બ્રહ્મ સ્વરૂપનું દર્શન થયા જેવો સંતોષ માની લીધો ? તમે બ્રાહ્મણની વરણ રૂપી ભાર લઈ ચુક્યા છો, ને બ્રહ્મ સ્વરૂપને જાણો તેવી કે જાણવાની આરતવાળી બુદ્ધિ તમારામાં છે નહિ, તો સમજણ ને સિદ્ધાંત ગ્રહણ કર્યા વિનાની માત્ર વાચક શક્તિ રાખીને વેદ મંત્રોની ધુન્ય લગાવીને આચાર્ય પદ શોભાવો છો. તો તેવી મુદ્દા વગરની પરોક્ષ ભક્તિએ અન્ય વરણના ગુરૂ થઈને તેમની બુદ્ધિમાં તમારી વિશેષ બુદ્ધિ ઉમેરીને તેમના આત્મ હીતનું કાર્ય શું કરનારા હતા ? પરમ પદની ઈચ્છા તો સર્વ કોઈને થાય છે. પરંતુ તે ઈચ્છા પૂર્ણ થતી નથી. તેનું કારણ બુદ્ધિના હાથમાં છે. તેનું પ્રમાણ એવું છે કે પ્રાચીનથી ગમે તે

વરણના ભક્તો થયે જાય છે. તે સર્વે ભક્તો ઉત્તમ બુદ્ધિવાળા કહેવાય. ત્યારે જ પોતે પરમ પદના અધિકારી થઈને ઉભયે લોકમાં જય વર્તાવી ગયા છે, તે ઘણાખરા આપણા સર્વેના જાણવામાં છે. માટે નિત્ય વિવેક ને શુદ્ધ વિચાર કરવાની શક્તિ ગમે તે વરણના ઉત્તમ વિચારવાન પુરૂષને મળેલી છે, તો ઉત્તમ કાર્ય ભક્તિનું કરતાં તેમને વર્ણાશ્રમનું આવરણ અટકાવી રાખતું નથી.

જુઓ, માત્ર વર્ણાશ્રમથી વિશેષ હોય તો જગતમાં બ્રાહ્મણ વર્ણ સર્વ કોઈનોએકી ફેરેજ મોક્ષ થઈ જાય. તેમ તો છેજ નહિ. જેનો મોક્ષ થવાનો છે, તેમની ગતિ, મતિ, વિવેક, વિચાર એ ઘણાં સૂક્ષ્મ ને નિર્મળ થઈ જાય છે. માટે વર્ણ છે તે તો મતાનુયાયીએ,અજ્ઞાનના કારણે, ભેદ બુદ્ધિવાળી, અલ્પજ્ઞ, એક દેશી મમતા આ તરફમાં જ રહેલી છે. અને એ સર્વજ્ઞ સમદર્શી પુરૂષોની ભક્તિના કાર્યને બાધ કરતા છે. અને મોક્ષપદ તો અદ્વૈત, સર્વજ્ઞ, સર્વ દેશી સર્વ માન્ય છે. માટે જે ઉત્તમ વિવેકી વિચાર શક્તિવાન આરત વંત પુરૂષો હોય છે, તે આવી અલ્પ મતિના પાખંડનો પરીત્યાગ કરીને અખંડ પદનો અધિકાર લેવા આત્મારામ સાથે સુરત વૃત્તિને જોડી દે છે. પોતાની સુરતાને સ્વરૂપની સાથે જોડવી છે. તે બાબતમાં વરણનો અટકાવ નથી. કારણ કે એ કર્તવ્ય કંઈ કલ્પિત નથી. માટે સર્વેને છુટ છે. કુદરતથી જે જે કર્તવ્ય કરવાની છુટ મળેલી છે તેને આ તરફના મતાનુયાયીઓ અટકાવવા સમર્થ નથી. કુદરત ન્યાયે અટકાવ એટલો છે કે જેનો અધિકાર નથી તો આ તરફના ગમે તેવી ઉત્તમ વર્ણના હશે પણ તેમની સ્વરૂપ સાથે સંબંધ જોડવાની ગતિ કે મતિ છે નહિ. એટલે જાણવું કે એમનો અધિકાર નથી. માટે એમને ઈશ્વરે બક્ષિસ આપી નથી.

તે તો આ તરફના કર્મકાન્ડમાં જ અટકી રહીને પોતાની મમતાને શોભાવશે. એવા લઘુ બુદ્ધિવાળા જીવ તે તો મતામતના પક્ષવાદી થઈને પોતાના પ્રાણનો, અને પ્રાણ જીવનના જ્ઞાનનો પરીત્યાગ કરે છે. તેમની લઘુતાએ કરીને બુદ્ધિ પણ લઘુ હોય છે. તેથી ઉર્ધ્વ ગતિના ઉત્તમ પદને નિહાળી શકતા નથી. તેમ ઉત્તમ પદની સાથે સંબંધ જોડવાની નિષ્કામ આકાંક્ષા પણ કરી શકતા નથી. ત્યારે જાણવું કે તેમનો અધિકાર નથી. માત્ર જગતની શુભાશુભ છિદ્રોવાળી ચેષ્ટાને જોવામાં જ પોતાની બુદ્ધિને ઘેરાવી દે છે.

જેમ મક્ષિકા છે, તે સુગંધી તેલપુલેલ કે અત્તરના લેપવાળું આખું શરીર હશે, ને તેમાં એક ચાંદુ પડયું હશે, તો તે મક્ષીકા સુગંધને છોડીને ચાંદાની દુર્ગંધ લેવા વારંવાર તનમન કુરબાન કરે છે, તેવી રીતે લઘુ મતિના પુરૂષો તે દુર્લભ જે આત્મ સિદ્ધાંત, કે આત્મ સિદ્ધાંતની વાતને છેદીને લઘુ બુદ્ધિવાળી વરણની વાસનાના સોહાગી થઈ રહે છે. ત્યારે જાણવું કે ભલ એ બ્રાહ્મણ છે છતાં "બ્રહ્મચીને તેવી બુદ્ધિ"ને જોઈતા સંસ્કારો તેમનામાં નથી. માટે મહદ્ ગતિવાળો આત્મ, હરિનો જ્ઞાન કાંઇ રૂચવાનો નથી. ના રૂચવાનું કારણ એજ છે કે પોતે વિવેક શૂન્ય રહીને પોતાનું પ્રથમાચરણ જેવું જે કર્તવ્ય છે, તેને જ મહત્ માની બેઠા છે.

### "ब्राह्मणनो तथा ब्रह्म कर्मना त्रण कालनो अलंकार"

એજ કારણે આત્મજ્ઞાન રૂચતું નથી. આવા ઓછી બુદ્ધિવાળા જે બ્રાહ્મણો તે પોતાના ત્રીકાલની એટલે આદ્ય, મધ્ય કે અંતની તપાસણી કરતા નથી. કે આ દેહના પ્રસવ કાળે હું બ્રાહ્મણ છું તેવું ભાન તો હતું નહિ, અને સર્વ વરણના નિયમ જેવી સામાન્ય ક્રિયા પ્રમાણે આ સ્થુલ શરીરનો જન્મ કાલ થયો છે.

તે માટે કહ્યું છે કે "जन्मना जायते शुद्रः" જન્મ કાળ થયો એટલે આદ્યમાં શુદ્ર ગણાયો તેને આદ્ય કાલ કહેલો છે.

તે જ્યાં સુધી બહિર ભાવનાના પોખેલા વધુ સંસ્કારને ગ્રહણ કરનાર શક્તિ નહોતી, ત્યાં સુધી શુદ્ર વરણના ખાતામાં શાસ્ત્રકારકોએ ગણ્યો છે. હવે કુદરતના નિયમો કરીને શરીરના અવયવોની વૃદ્ધિ પ્રમાણે ગ્રાહક શક્તિ આવી એટલે માતા પિતાથી મળેલા ગર્ભાધાનાદિ સંસ્કારે કરીને દ્વિજ કહેવાયા અને સંધ્યાદિ ષટ્ કર્મ કર્તા થઈ વેદ ભણ્યા એટલે વિપ્ર કહેવાયા. એ બ્રાહ્મણના કર્તવ્યનો મધ્યકાલ ગણાય છે.

હવે વેદના અંત ભાગમાં રહેલું જે બ્રહ્મ સિદ્ધાંત, એ બ્રહ્મને યથાર્થ જાણે તેમને બ્રાહ્મણ કહે છે. તે માટે કહ્યું છે કે "ब्रह्म जाणेति ब्राह्मणाः" એ બ્રાહ્મણના કર્તવ્યનો અંતકાલ ગણાય છે. હવે શાસ્ત્ર મર્યાદા પ્રમાણે કહીએ છીએ કે :- "जन्मना जायते शुद्र" આ શુદ્રાદિક અલંકાર વાળાને બ્રહ્મસ્વરૂપને જાણવા જેટલા અથવા જાણવાની આરતવાળા સંસ્કારો પ્રાપ્ત ન હોય તો તેમને એકદમ વગર વિવેકે બ્રાહ્મણ કેવી રીતે કહેવાય ? એ તો ઠીક, હું બ્રાહ્મણ છું એવા આડંબર ભરેલું અભિમાન કરવાનો એમનો શો અધિકાર છે ? એમને એમના સંસ્કાર પ્રમાણે જ જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય વિગેરે પ્રાપ્ત થયેલાં છે અને તે જ્ઞાન ભક્તિને વૈરાગ પ્રમાણે જ અલંકાર આપવો યોગ્ય છે. હવે દરેક વસ્તુને ઉત્પન્ન સ્થિતિને લય થવાનો ધર્મ છે. તેવી જ રીતે આદ્ય, મધ્ય ને અંત એ ત્રણ પ્રકારના કાલ ગણાય છે. તેમાં આદ્ય તો શુદ્ર હતા. તે મધ્યમાં સંસ્કાર મળવાથી તથા વેદ શાસ્ત્ર સંપન્ન થયા એટલે દ્વિજ તથા વિપ્ર રૂપે મધ્યકાલ ગણાયો.

ત્યાર પછી "ब्रह्म चिने ते ब्राह्मणा" એ વિષ પ્રમાણે

યજુરવેદની તૈતર્ય ઉપનીષદ્ શ્રુતિ કહે છે. "ब्रह्मविद महा ब्राह्मणो र्भवति ब्रह्मविद ब्रह्मेव भवति ?" વળી મનુસ્મૃતિ કહે છે "तपो ब्रह्म सत्य ब्रह्मै ब्रह्मश्चेंद्रियनिग्रहः" ॥૨॥ એ પ્રમામે થઈને બ્રાહ્મણના કર્તવ્યના અંતનો ભાગ બ્રહ્મને જાણવો એ જ ગણાય છે. એ ત્રણે કાલની યોગ્યતા પ્રમાણે બ્રાહ્મણો અનુક્રમે સંસ્કારી બને ત્યારે છેવટનું બ્રહ્મ સિદ્ધાંત બ્રાહ્મણને પ્રાપ્ત થાય છે અને પુરેપુરો બ્રાહ્મણનો અલંકાર ત્યારે જ અપાય છે.

માત્ર એકલા સંસ્કારથી કે કર્મમાં કુશળ રહેવાથી, તથા વેદ ભણવાથી બ્રાહ્મણ પદવી મળતી નથી. જયારે વેદાન્તની સમૃદ્ધિના ભોક્તા થાય ત્યારે જ બ્રાહ્મણ કહેવાય છે. બાકીનો બાંના ધારી આડમ્બર સમજવો. કોની પેઠે કે લાકડાનો હાથી બનાવે તેને સારૂ ચિત્ર વિચિત્ર યોગ્ય રંગથી રંગીને ઉપર અંબાડી કશે. એટલે એને સર્વ કાંઈ લાકડુ નહિ કહેતાં હાથી કહેશે. તેવી જ રીતે માત્ર આડંબરી બ્રાહ્મણોનો અલંકાર કહેવાય છે. પણ તેમના અંતર પ્રદેશે બ્રહ્મજ્ઞાનમાં સંશય રહેલો હોય છે. તે તેવી રીતે કે જેમ પુરૂષ છતાં નાટકના ખેલ વખતે સ્ત્રીનો પાઠ ભજવવા માટે, પુરૂષ સ્ત્રીનો સ્વાંગ ધારણ કરે છે તે સર્વ પ્રકારે સ્ત્રીના ચિન્હ સાથે સંપૂર્ણ સુશોભિત બને છે, વળી સ્ત્રીનાં સરખાં જ નખરાં લટકાં પણ કરે છે. અને એવા બનાવટી સ્ત્રીના વેષને જોવા માટે ઘણાક ઉમંગીઓ ઘણા શ્રમથી દ્રવ્ય અને સમય વ્યતિતકરે છે. અને જેમ જેમ જોનાર ઘણા મનુષ્યો ખુશી થાય તેમ તેમ સ્ત્રીનો પાઠ ધારણ કરનાર નાટકી તે ખેલ સારી રીતે શોભાવે છે. કે જેથી કરી સ્ત્રીમાં અને સ્ત્રીનાં પાઠમાં બિલકુલ તફાવત રહેતો નથી. એવી ચાલાકીથી વેશ ભજવે છે ખરા તો પણ નાટકી પોતાના મનમાં તો સમજે છે કે હું આ વખતે સ્ત્રી બન્યો છું પણ ખરી રીતે તો હું પુરૂષ જ છું. અને

સ્રીના ધર્મનું કાર્ય જે પુરૂષ સંગે લગ્ન કરી ગ્રહસ્થાશ્રમ ચલાવવો તે વેશ ધારણ કર્યો ખરો, પણ મારાથી તે બનવાનું નથી તેવું પોતે સંપૂર્ણ સમજે છે, તેવી જ રીતે મિથ્યા આડંબરીઓના અંતરમાં બ્રહ્મજ્ઞાનના વિયોગનું દુઃખ ક્યારે પણ દૂર થવાનું નથી. તેવી રીતે એ વેષધારી બ્રાહ્મણ તો ખરા પણ જ્ઞાનિઓની આગળ કહેવા માત્ર જ બ્રાહ્મણ ગણાય.

## ॥ ज्ञानमुखी ब्राह्मणोनुं लक्षण ॥

હવે જે જ્ઞાનમુખી બ્રાહ્મણ હોય છે, તેવા જ બ્રાહ્મણને શુદ્ધ વિવેકી બ્રાહ્મણ કહેવાય છે. જ્ઞાનમુખી બ્રાહ્મણ હોય છે તે માત્ર સંસ્કારથી બ્રાહ્મણ થયાનો કે કર્મરૂપી કર્તવ્ય કર્યાથી સંતોષ માનતા નથી. માત્ર જ્ઞાન અનુભવે કરીને પોતાના આત્મ સ્વરૂપને જાણે ને ઓળખે ત્યારે જ બ્રાહ્મણપણું ખરૂં કહેવાય. તેનું પ્રમાણ "आत्माना आत्मः" માટે આત્મ જ્ઞાનનો અનુભવ તો ગમે તે વર્ણનો પુરૂષો મેળવી શકે છે. અને એવા આત્મ દર્ષિ પુરૂષોને આગળના ૠષિઓએ સારી રીતે માન આપ્યું છે. તે રૂષિઓએ આપણા જેવી જીવ દશાની વર્ણમુખ બુદ્ધિ વાપરી નથી. આપણા જેવી વર્ણમુખ બુદ્ધિનો વાપર આગળના ૠષિઓએ અદ્વૈત જ્ઞાન માત્રના સંબંધી કર્યો હોય તો વરણ કે છિદ્ર જોતાં ગ્રંથકર્તા આચાર્યોને કે તેમના અનુભવીક ગ્રંથોને કેવી રીતે માન્ય કરે ? ગ્રંથ કર્તા આચાર્યોમાં વિશેષે વ્યાસજી ગણાય છે, તે ઢીંમરની કુંવારી છોકરી જે નામે મચ્છગંધા તેના પુત્ર હતા.

## प्रथमना आचार्योनी के तेमना गुरुनी उत्पत्ति विषे.

વળી સુત નામના પુરાણી તે જ્ઞાતિએ બારોટ હતા, પણ તેમના સહવાસમાં સનકાદિક સરખા રૂષિઓને આધીન રહીને

શ્રોતા ભાવે આખી જીંદગી ગુજારી છે. વળી તે સિવાય વસિષ્ઠાદિ રૂષિઓ આચાર્ય પદવીવાળા થઈ ગયા તે સર્વેના ઉત્પત્તિ સ્થાનને જુઓ. આગળના જ્ઞાનવાન પુરૂષો પકડી રહ્યા હોય તો તેમને કે તેમના ગ્રંથોને માન્ય કરી સર્વે તેમના ચરણ શરણના અધિકારી કેવી રીતે થઈ રહે ?

વળી નારદ ઋષિના ગુરૂ ઢીમર હતાં. પણ વિષ્ણુ ભગવાનની આગળ ગુરૂને જેવા તેવા કહેવાથી લક્ષ ચોરાશી ભુક્તમાન કરવા જેવો કેવો અપરાધ લાગુ થઈ ગયો હતો ? તે અપરાધમાંથી મુક્ત કરાવનાર ગુરૂ તો ઢીંમર જ હતા. માટે જ્ઞાન આગળ વરણનું છિદ્ર જોવું એ મોક્ષ માર્ગનું કાર્ય બગાડનારી મહા અપરાધ ભરેલી અહંતાવાળી બુદ્ધિ જાણવી. આ સિવાય બીજા અસંખ્ય દાખલાઓ છે. માટે જાણવું કે આપણામાં સાર ગ્રાહક જ્ઞાન શક્તિ નથી તેથી માત્ર વરણના તરફનું જ મમત્વ ભરેલું ભાન અને અભિમાન નખથી તે શિખા પર્યંતમાં સ્ફુરાવી રહ્યા છીએ તેથી જ્ઞાન દૃષ્ટિનો લોપ થવાની લીધે જ આજના જ્ઞાનિ પુરૂષોને વરણ મુખી બ્રાહ્મણો માન આપતા નથી. ફક્ત હમેશાં કર્મકાંડ દ્વારાએ અમૂક રૂષિના વંશથી પોતાનો સંબંધ જોડીને તેમની વંશના અમો છીએ તેવી મમતાને ધારણ કરી તેમને આદ્ય માની એજ રૂષિથી ગોત્ર પ્રવરને શાખાનું નામ ઉચ્ચારી શુભાશુભ કર્મ કર્તવ્યમાં મચી રહ્યા છે અને “અહં અમુક શર્મા” એવા ભાવે કર્મ કર્તા થઈ સંકલ્પો સિદ્ધ કરે છે. આવાં કર્તવ્યમાં જોડાવાથી પોતાના આત્મસ્વરૂપનું જ્ઞાન અને ભાન હારી ગયા છે. અને પોતે જે આત્મા છે, તે કોઈ દેવ પિતૃ કે મનુષ્ય ઋષિથી ઉત્પન્ન થનેલો નથી. તેવા આત્માનું અનાદિ ગોત્ર છોડી દઈને ઋષિના નામથી ગોત્ર ગણતા થાય છે. તથા પ્રવરમાં એવા અધ્યાત્મક જ્ઞાન

વિના પોતે શુભાશુભ કર્મ કરતાં હું જીવ છું તે આત્મદશાની જીવ દશા થઈને આ સ્થુલશરીરની તન માત્રના વિષયોનો ભુક્તા થઈ રહ્યો છું. એ પ્રમાણે આત્મ પ્રભુના પરિવારને છોડી દઈ રૂષિના પરિવારને સંભાળે છે. હવે શાખાનું ભાન એવી રીતે ભુલ્યા છે કે પોતાની ચૈતન્ય શાખાનો નિરાવરણી ટેક છોડી દઈને જીવ બુદ્ધિની લઘુતાવાળી શાખાનું વરણ મુખ અભિમાન આણીને મિથ્યા વાચક શક્તિએ "ब्रह्मचिने सो ब्राह्मणा" જ્યાં ત્યાં એ વાક્યને પકડી રહીને આત્મ નિવેદન નહિ તેવા કર્મને આરંભીને ખદ્યોત જેવા કર્મ કાંડનો ભપકો આ જગતમાં અન્ય વરણના જીવોની આગળ જણાવે છે.

હવે ખદ્યોતનું તેજ તો માત્ર અંધારી રાત્રે જ ખીલે છે. પણ તેના પ્રકાશથી તેના એટલે ખદ્યોતના શરીરના અવયવો પણ યથાર્થ દેખી શકાતા નથી. એટલે એનો પ્રકાશ એના શરીરને જોવા પણ કામ લાગતો નથી. તેવી રીતે જ્યાં સુધી આપનું આપ દૃશ્ય થાય નહિ ત્યાં સુધી જે જે કર્મોપાસના કરીએ તે સર્વે ખદ્યોતના પ્રકાશ જેવી ભક્તિ સમજવી માટે આપનું આપ દૃશ્ય થવા સારૂ આત્મજ્ઞાનના અનુભવરૂપી સૂર્યનો પ્રકાશ જોઈએ છીએ. જ્યારે આત્મજ્ઞાનનો ઉદય થશે ત્યારે જ આપનો આપ યથાર્થ નિશ્ચય થશે. આત્માનું ભવ રૂપી સૂર્યનો ઉદય થશે એટલે આત્મ નિવેદન નહિ તેવો ખદ્યોતના પ્રકાશ જેવો કર્મકાંડનો પ્રકાશ તે લય પામશે. ત્યારે જાણવું કે કર્મોપાસના રૂપી ખદ્યોતનું તેજ તો અજ્ઞાનરૂપી અંધારી રાત્રિના નીસાચરો જેવા કર્મકાંડીઓને જ કામનું છે.

**मनुष्य देहमां मुमुक्षुने प्राण प्रिय साधनरुप अध्यात्मक समृद्धि.**

તે શા માટે કે તેઓ આત્મ રિદ્ધિના અભિલાષી નથી. તથા

હૃદય સ્થાનથી ભ્રષ્ટ થયેલી વતિ જ્યાં ત્યાં બહિરમુખ કર્મ માર્ગમાં આદ્યથી તે અંત સુધી વરૂઘી રહેલી છે તેથી સ્વરૂપાકાર થવાય તેવો પુરૂષાર્થ અનુક્રમે સિદ્ધ કરાતો નથી તેમ તેમને ભાન પણ નથી કે – આત્મ રિદ્ધિના જેવી અન્ય કોઈ રિદ્ધિ નથી. વળી આત્મ ઈષ્ટના જેવો અન્ય કોઈ દેવમાં પ્રગટ ઈષ્ટ નથી તથા નીજાનંદના જેવો આનંદ અન્ય કોઈથી મલવાનો નથી. વળી પ્રાણ મનના સંયમ જેવું અન્ય કોઈ તપ, યમ, કે આસન નથી. વળી અજંપા સાધનવત્ અન્ય કોઈ જપ સાધનનું અજરામર ફળ નથી. વળી ઈંગળા, પિંગળા, ને સુક્ષમણા એ ત્રિવેણી સ્થાનની તટ જેવી યોગી પુરૂષને યોગ તપની અન્ય કોઈ તિર્થની તટ નથી. વળી એવા ત્રિવેણી સંગમમાં સ્તંભીને અર્સથી ઝરતી અમૃત ધારાનું પાન કે સ્નાન કરવા જેવું અન્ય કોઈ તિર્થોદકનું મહાત્મ નથી. વળી પરમ ગુરૂના જ્ઞાનકાંડ જેવો અન્ય કોઈ કર્મકાંડ નથી વળી અનુભવ સિદ્ધ પ્રમાણ જેવું અન્ય કોઈ ગ્રંથની શાખ સંપત્તિ કે પ્રમાણ નથી. વળી નાભિ, હૃદય, કંઠ ને રંધસ્થાન એ ચતુર સ્થાનમાં પ્રમાણ કરી સ્થિતિ કરવા જેવું ચાર ધામનું મહાત્મ નથી. વળી આત્મ પ્રભુનું પૂજન યજન કરવા ચિંતવનરૂપી ચંદન તુલ્ય અષ્ટ ગંધાદિ ચંદન નથી ને પોતાના હૃદય કમળની ખીલેલી પ્રેમ કળીઓના પુષ્પ જેવું અન્ય કોઈ સુવાસિત પ્રભુને પ્યારૂ પુષ્પ નથી તથા તીવ્ર વૈરાગ્ય જેવી અહોનીશ પ્રજલીત અન્ય કોઈ અગરબત્તી નથી તથા તન મન સહિત પ્રાણ પ્રણવના પ્રસાદ જેવી અન્ય કોઈ પકવાન સામગ્રી નથી તથા મનની મોટમ મૂકવા જેવી કોઈ બીજી દાન દક્ષિણા નથી. વળી આ પ્રમાણે ઉત્તમ પ્રકારનું અલોકીક દૈવી સવિસ્તર સાહિત્યથી સપૂર્ણ ભરેલું દેહરૂપી દેવળ સરખું ઈશ્વરની બનાવટનું અન્ય કોઈ અણગડ દેવળ આ

જગતમાં નથી અને સદાકાળ ચૈતન્ય મય આત્મ હંસ સરખો સત્તાધીશ સામ્રાજ્ય અન્ય કોઈ ચૈત્ય સાક્ષી નથી.

વળી સર્વ વૃત્તિનો સમૂહ સમેટીને આત્મ પ્રત્યે દઢાવવો અને આત્માની ઐક્યતા પરાત્મામાં કરવા જેવો અંતરનો વેગ જેનામાં નથી, તો તેવા જનોની વૃત્તિ ગમે તેની સાથે સંબંધ જોડશે તો તે સર્વે અન્ય ભક્તિનું કર્તવ્ય જાણવું. વળી દયા, દીનતા ને દાસત્વ જેવી અન્ય કોઈ હરી ગુરૂ કે સંત પ્રત્યે આધીનતા નથી. વળી પરમ મોક્ષ દાયક જ્ઞાન આપવા જેવો પરોપકારી પરમારથ નથી. સંતોષ ને શાન્તિના જેવું કોઈ સુખ નથી. આત્મ જ્ઞાનના ઉર્ધ પ્રદેશી વિચારં તુલ્ય જાત્રાળુને અન્ય કોઈ યાત્રા કે દેશાટન નથી.

શ્રી સત્‌ગુરૂ ચરણના અધિકાર જેવું પરમાનંદી અન્ય કોઈનું શરણ નથી. ભક્ત છાપ્રની કીર્ત તુલ્ય ઉભય લોકમાં જય વર્તાવે તેવી હરકોઈ પુરૂષાર્થથી વિસ્તાર પામે તેવી કીર્તિ મળવાની નથી. સદાકાળ સાક્ષીની સન્મુખ રહીને હરદમ શ્વાસોશ્વાસ દ્વારાએ રમણ કરવા જેવી જ્ઞાની પુરૂષને અન્ય કોઈ રમત નથી. વળી પદાર્થ પ્રત્યે અભાવ થવા જેવો અન્ય કોઈ વૈરાગ નથી. વિકાર યુક્ત વિચારોથી છુટવા જેવો અન્ય કોઈ ત્યાગ દાવો નથી. વળી મનને ઈન્દ્રિને નિયમે રાખવા જેવું આત્મ જ્ઞાનીને બીજું શ્રેષ્ઠ વૃત નથી. તથા વેદાન્ત લક્ષની ષટ્ સંપત્તિ સંપન્ય જેવી અન્ય કોઈ ધનવાનને સમૃદ્ધિ નથી. આ સર્વ પ્રકારે સંપૂર્ણ હોય તેવા જ બ્રાહ્મણને શુદ્ધ વૃત્તિના બ્રાહ્મણ કહેવુંપ્રમાણ છે. નહિ તો વર્ણશંકરના અલંકારી વર્ણાભિમાનથી ગમે તેમ બોલે તેમાં સંશય નથી. વર્ણશંકરે એટલા માટે કહ્યાં કે વરણનું અભિમાન પોતે કરે ખરા પણ વરણની ઉત્તમતા પ્રમામે જોઈતાં સાધન જે પોતાનામાં નિત્ય વિવેક, શુદ્ધ વિચાર, સત્વગુણ,

સમદષ્ટિ, આત્મ ઉપાશક, અંતર વૃત્તિનો વેગ વિકાર રહિત નિર્મળ મન ઇંદ્રિનું વર્તણુંક, પરોપકાર, પરમાર્થ બોધ, સમદમાદિ ષટ્ સંપત્તિ ભોક્તા, ધૈર્યતા સંતોષ વગેરે સૌ સાધનો અન્ય વર્ણ કરતાં બ્રાહ્મણમાં જ્યારે વિશેષ ન હોય તો એમને વર્ણ મુખી વર્ણ શંકર જ કહેવાય કેમ જે રાજાની પાસે પ્રજા કરતાં વિશેષ સાધન જે રાજ્ય, હુકમ, શસ્ત્ર, સેન્યા, બળ, બુદ્ધિ વગેરે અધિક ન હોય તો પોતાના કબજામાં પ્રજા રહે નહિ. તેવી રીતે ગુરૂ પદ ધારણ કરનાર મહંતમાં જ્યારે શિષ્ય વૃંદ કરતાં જ્ઞાન વૈરાગ, નીતિ, રહેણી, અનુભવ ને પરમાર્થ બુદ્ધિ ને સમદ્રષ્ટિપણું ન હોય તો શરણ થનાર શિષ્યોમાં ગુરૂપદની મજા પડે નહિ. તેમ અન્ય વર્ણના જ્ઞાની પુરૂષો કરતાં બ્રાહ્મણમાં સાધન સીધ વર્તણુંકવાળો ઉત્તમ પ્રકારે ફેરફાર રહેવો જોઈએ. માત્ર તીલક માળાથી કે વસ્ત્ર પોશાગથી કે વ્યાકરણ બળથી કે અનંત પ્રકારનાં દ્રષ્ટાંત વાર્તાથી પ્રવીણતા જણાવા જેવો ઢોંગ હોય તો તેવો દાંભિક દેખાવ આત્મ નિવેદન કહેવાતો નથી.

એ ઢોંગ તો જેમ વનમાં લટાપટાવાળો મસ્ત જંબુક હોય અને સિંહનો અધિપતિ બને પણ આખરે સ્વાભાવિક લક્ષણે ભોગતી વખતે પોતાની જાત કિંચત થઈ આવે છે એટલે અન્ય જનાવરો તેને દેહાંતની પૂર્ણ ફજેતી કરે છે. તે પ્રમાણે પાખંડી ઠાઠના બ્રાહ્મણોની ફજેતી ગમે તે વર્ણના જ્ઞાની પુરૂષો દ્વારા થાય છે. માટે બ્રાહ્મણોએ નિરંતર પોતે પોતાનું સાચવી ઉત્તમ પ્રકારની કરણી રહેણીથી જગતમાં વિચરણ કરવું ઉચીત છે અને આચરણમાં પણ અન્ય વર્ણથી ન બને તેવું ગુહ્ય ભેદ ભરેલું હમેશાં બ્રાહ્મણોએ આચારમાં મૂકવું જોઈએ. એટલે અન્ય વર્ણથી તેવું બને નહિ માટે બ્રાહ્મણની ભક્તિ કરતાં

અન્ય વર્ણના જ્ઞાનિઓમાં ભક્તિ માર્ગનો ફરક રહેશે ત્યારે જ અન્ય વર્ણના જ્ઞાનીઓ કરતાં બ્રાહ્મણો ઉત્તમ ગણાશે.

કોની પેઠે કેજેમ ગોપગણ એટલે ગોવાળ ગાયોને ચારવા વનમાં લઈ જાય ખરા પણ ગાયોનો ખોરાક ગોવાળના કામનો નથી. વળી ગાય ભેંસને દોનારીને ગાય તથા ભેંસનો ખોરાક કામનો નથી. એજ દ્રષ્ટાંતે ગોવાળ સ્વરૂપે આ જગતમાં બ્રાહ્મણો છે તેમને અન્ય વર્ણની ઉપર ગુરૂપદનો દાવો રાખવો હોય તો અન્ય વર્ણના જ્ઞાની પુરૂષોથી ઉત્તમ કૃતિના ભોક્તા થવું જોઈએ. ત્યારે જ "जगत् गुरु ब्राह्मणा" કહેવાય છે. કેમ જે બ્રાહ્મણ છે તે તો ગગન ગામી પક્ષીના દષ્ટાંતે છે ને અન્ય વર્ણ તો પશુના દષ્ટાંતે ગણાય છે. જેમ પશુથી પક્ષીના જેવી ગગને ગતિ થાય નહિ તેમ ઉર્ધ્વગામી બ્રાહ્મોના જેવો અનુભવ સહિત અધિકાર અધોર્ધ ગતિવાળા કોઈએ પણ લેવાય નહિ. માટે અધિકાર વિનાના અમુક જનોથી વિશેષની જાણમાંણ વાળી ચૈતન્ય સમૃદ્ધિ ભોગવાય નહિ. જેના જેવા સંસ્કારો હોય છે તેની તેવી જ બુદ્ધિ હોય છે અને મનગુણાદી અંકુરો પણ તેમના પ્રમાણમાં જ હોય છે. કેટલાક પુરૂષોને સંસ્કારી અંકુર પોતાની મેળે જ ખીલે છે ને કેટલાક અનુભવી પુરૂષોનો અંકુર સદ્ગુરૂના સહવાસથી વિના શ્રમથી ખીલે છે. તેમની અનુભવ શાખાઓ ઘણી જ વિસ્તારવાળી આ જગતમાં શોભી રહે છે. કેટલાકને શબ્દ પ્રહારના વૈરાગ્યથી ખીલે છે. કેટલાકને તો દેખે, સાંભળે ને સંત પુરૂષોના સહવાસ મળે તો પણ તે ચંદ્રના ચંદ્ર જ રહે છે. માટે સઘળું કારણ પૂર્વના સંસ્કારનું છે. એવું આ વિચિત્ર જગતને જોતાં સિદ્ધ થાય છે.

જગતમાં તપાસી જોતાં જણાય છે કે જે સંસ્કારી પુરૂષો હોય છે તે ગમે તેવી હલકી વર્ણના હોય તો પણ તેઓ જ્ઞાન

સમૃદ્ધિના ભંડાર રૂપ હોય છે, તેવું જોવામાં આવે છે.તેમની આગળ આ નામના બ્રાહ્મણોનો અભિમાન તો કંઈ ખાતામાં જ ગણાતો નથી. કેમ જે સમશેરની કિંમતના સાટામાં મ્યાન ગણાતું નથી. વળી ઘૃતના તેલની કિંમત કરતાં બારદાન બાદ કરવું પડે છે ને ઘૃતના તોલ આગળ બારદાન હિસાબમાં લેવાતું નથી. વળી ચૈતન્ય સાક્ષીથી નષ્ટ થયેલું સબ છે તે ચૈતન્યના સાટામાં આવતું નથી તેમ આત્માનું ભવીક પુરૂષોની આગળ વર્ણનું અભિમાન કોઈ ખાતામાં ગણાતો નથી.

॥ वरणनी ममताने संस्कार, तथा संत भक्तोना संस्कार विषे ॥

વર્ણની મમતા તો માત્ર સ્થુલની જાગૃત અવસ્થા સુધી જ હોય છે. જાગૃત મટી સ્વપ્ર થયું એટલે સર્વ મમતા શાંત થઈ જાય છે ને તે સૂક્ષ્મ બની સંકલ્પવત્ રહે છે. જેમાં બાજીગર ખેલ કરે ત્યારે વિવિધ રચનાનો દેખાવ આપે છે અને ખેલ સમેટે ત્યારે પોતાની પાસે સુક્ષ્મ વસ્તુ રૂપે રહે છે. જે કંઈ વસ્તુમય છે તેનો લોપ થતો નથી. બાકીના પાખંડનો ધર્મ ન્યુનાધિક થવાનો છે, તે થયા જાય છે માટે વરણનુ અભિમાન બાજીગરના ખેલ જેવું છે. હવે જે વસ્તુનો લોપ થવાનો છે; તેનો લોપ તો અવધ કાળે થવાનો છે કારણ કે તે કુદરતથી ઉદ્ભવેલાં છે અને જે કુદરતથી વિસ્તાર પામે તે તો ઘણો જ વિશાળ ગતિવાળો થાય છે. એટલે જે કુદરતથી વિસ્તાર પામેલા તે સંત ભક્તોને તથા પ્રાચીન કાળના રૂષિ લોકોને કહ્યા છે. તેમણે અનંત જન્મની ભક્તિનું ક્રિયમાણ કરીને પરમાત્માને અર્પણ કરેલું તેવા ક્રિયમાણના સંચિતે કરીને તેમના સંસ્કારનો ઉદ્ભવતો કુદરતથી ગમે તે વરણમાં સ્થુલ ધારણ કર્યું હોય તો પણ તે દેહમાં સઘળા સંસ્કારો ઉત્તમ પ્રકારથી સ્પુરાયમાન થાય છે. કારણ કે એ સંસ્કારો પરમાત્માની પ્રેરણાએ કરી

સદ્ગુરૂ દ્વારાએ તેમના સંસ્કાર પ્રમાણે તે દેહમાંપ્રાપ્ત થાય છે. એ સંસ્કારો કુદરતી કહેવાય છે. અને તે ચારે અવસ્થામાં નિરંતર જાગૃત રહે છે અને જે વરણ મુખી સંસ્કાર છે, તો આ સ્થુલ શરીરના માતા પિતાથી ને કુળ ધર્મના આચાર્યથી પુત્રને કર્ણદ્વારા એ "કાનમાં કહીને" મનાવેલા છે. તે જાગૃત અવસ્થામાં ભોગવે છે. અને જ્યારે કુદરતના નિયમ પ્રમાણે જાગૃતનો લોપ થઈને સ્વપ્ન અવસ્થા આવે એટલે નિદ્રાવશ થાય ત્યારે માતા પિતાની પ્રેરણાએ આચાર્યની દ્વારાએ ખીલેલા વરણ મુખ સંસ્કારનો લોપ થાય છે. કારણ કે વરણ ભેદ બુદ્ધિની મર્યાદા ને મમતા આ તરફના આચાર્યથી બંધાયેલી છે. એ ત્રણે કાળમાં એટલે આદ્ય, મધ્ય અને અંતમાં કાયમ નથી તેમ જણાય છે.

એ વરણ રૂપી ભેદ કર્મ પ્રમાણે આચાર્યોનો ગણાવેલો છે. પણ તેવો ભેદ પરમાત્માને ત્યાં નથી. માટે વેદાન્તના ન્યાય પ્રમાણે તેવા અદ્વૈત મતના બ્રહ્મજ્ઞાનીઓને ત્યાં વરણાશ્રમની મમતાનું માન નથી. કારણ કે વરણાશ્રમ છે તે તો એક નિમિત્ત માત્ર છે. ને વધતાં વધતાં વૃદ્ધિ પામી ગયો છે. જેમ બ્રાહ્મણ વરણ એક જ કહેવાય પણ તેના ચોરાસી વાડા બંધાયા છે. તેમ ક્ષત્રી તથા વૈશ્યના વધતા ગયા છે. તેવા ન્યાયથી એક વરણની ચતુષ વરણ બંધાઈ છે. એવી વરણ સંબંધી ભેદ બુદ્ધિ તે કંઈ જ્ઞાનકાંડમાં ઉત્તેજન આપનાર નથી. માત્ર લૌકીક કાર્ય માટે જ વાડા બાંધી આંતરા પાડ્યા છે. તે વાડા પ્રમાણે પ્રથમથી આચાર્યો ખાનપાના દિક વ્યવહારમાં આ જગતને પાળે પળાવે છે તે પ્રમાણે જગતના જીવો નિયમને વશ થઈ વ્યવહારને સત્ય માની વ્યવહારમાં મચી રહ્યા છે, એ બાબતની મમતા શિશુના ખેલ જેવી છે. જેમ બાળકો અરસપરસ ગોષ્ટી કરવા

એકબીજાને માથે દાન મૂકે છે, એને તે મુકેલા દાનને માન્ય કરી એકબીજાને અડવું નહિ તેવા કારણે નાસાનાશ કરી મુકે છે, પણ એ ઝઘડો છોડી દઈ છોકરાઓ પોતાને ઘેર જાય તો પછી દાન સંબંધી ભાર કોઈને પીડનાર નથી. તેવી રીતે પોતાની પૂર્વદશા એ મૂળ ઘરની તપાસતાં તથા મૂળ સ્વરૂપે વૃત્તિને પ્રવેશતાં દ્વૈત ભાવ દૂર રહે છે.

## सत्या सत्य विषे द्दष्टांतो

આ દ્રષ્ટાંત માત્ર જ્ઞાની પુરૂષો જ માન્ય કરશે. બાકીના મિથ્યાવાદીતો અસત્યને સત્ય માને છે. અને સત્યને અસત્ય માને છે. ને એવા ઉભયે ઉલટા ભાવનુ સુખ અથવા દુઃખ મિથ્યા છે તેવું તેમને પાછળથી અંતે સિદ્ધ થાય છે. કાંની પેઠે કે – એક ચક્રવૃત્તિ રાજાનો પાટવીપુત્ર એક દિવસે નિદ્રાવશ થયાને લીધે એને એવું સ્વપ્ન આવ્યું કે મારા પિતાશ્રી દેવલોક થયા છે, તેથી રાજ્યાભિષેક મને કર્યો છે. હું રાજ્ય નીતિ પ્રમાણે મારો ધર્મ બજાવું છું, તેવામાં એક ફુટગર પળતીયા રાજાયે એકદમ મારૂ રાજ્ય છીનવી લીધું. અને મારા કુટુંબ પરિવારનો નાશ કર્યો. લડાઈના ઝઘડામાં હું એકલો જ આરોગ્ય રહ્યો છું. પછી સ્વપ્નમાં વિચાર કરે છે કે હવે મારે શું કરવું ? એવો વિચાર કરીને એ સ્થાન છોડી ઘણે દૂર દેશ ગયો. હવે ઉદર નર્વાહનો ઉદ્યમ એકે આવડતો નથી. મારે શિર અકસ્માત ઉપાધિ આવી પડી છે. લડાઈના તોફાનથી શરીર પણ નિર્બળ થઈ ગયું છે. સમય થયો એટલે ક્ષુધાદેવી તો પીડાવા લાગી. આવા વખતે ભોજન કરવા સંબંધી એકે ઈલાજ સુઝતો નથી. ત્યારે વિચાર કર્યો કે ક્ષુધાને તત્કાળ શાન્ત કરવાનો ઉપાય તો માત્ર ભિક્ષા માગ્યા વિનાનો અન્ય કોઈ

નથી, માટે હું માગી લાવીને આવેલી ક્ષુધાનું દુઃખ દૂર કરૂં. હું રાજા હતો એવું અહીયાં મને કોઈ ઓળખતું નથી, માટે કોઈની મર્યાદા કે ક્ષોભ મારે લાવવાનો નથી. હું ભિક્ષા માગી લાવું. વળી એટલે વિચાર થયો કે મને કોઈ ભિક્ષા આપશે તો હું પાત્ર વિના શાંમાં લઈશ ? ભિક્ષા મલશે પણ ત્યાંથી પાત્ર મલવાનું નથી. એવું ધારીને પ્રજાપતિને ત્યાં ભાંગેલાં વાસણોનો ઢગલો કરી મૂકેલો જોયો, તેમાંથી એક ઠીકરૂં લઈને ભિક્ષા માગવા લાગ્યો, જેને ઘેર જાય ત્યાં તુચ્છકાર પામે છે. ઘણાંક ઘરો ભટક્યો ત્યારે પોષણ જેટલું રાંધેલુ પરચુરણ અન્ન મળી આવ્યું. એટલે હાથમાં અનાજનું ઠીકરૂં છે ને પાછો વિચાર કરવા લાગ્યો કે હવે હું ક્યાં બેસીને ખાઉં ? એવો વિચાર થવાના સમયે પાછળથી બે આખલા લઢતા લઢતા દોડતા આવ્યા, અને તેનો ધક્કો લાગવાથી પોતે પૃથ્વી ઉપર પડી ગયો. શરીરે ઘણું વાગ્યું અને અનાજનું ઠીકરૂં ફૂટી ગયું. આ દુઃખના સમયે રાજાને અસહ્ય દુઃખ આવી પડવાથી નિદ્રામાં ધ્રુસકે રોવા લાગ્યો ને જોરથી કહેવા લાગ્યો કે અરે મારા કુટુંબ પરિવાર સહિત રાજ્ય ગયું અને છેક અધમ સ્થિતિમાં આવી પડયો ત્યારે મહા મુસીબતે માગી આણેલું ઠીકરા સાથે અનાજ તે પણ ધૂળમાં ધૂળ થઈ ગયું ! અરે પ્રભુ મારા કયા જન્મના દોષે કરીને મારી આવી કઠણ વેળા આણી ? આ પ્રમાણે નિદ્રામાં મોટા સ્વરે રોતો રોતો કહેવા લાગ્યો. એટલે પોતાની પાસે જ પોતાના પિતાશ્રી ઘણા આનંદથી છત્ર પલંગમાં બેઠેલા હતા. તેમણે આ પ્રમાણે કરેલો પોકાર સાંભળતાં જ સિદ્ધ કર્યું કે પુત્રને નિદ્રામાં અશુભ સ્વપ્ન આવ્યું છે. તેમ જાણીને એકદમ પાસે આવી પુત્રને જાગૃત કર્યો ને પૂછવા લાગ્યા કે હે પુત્ર ! આમ કેમ થયું ? પુત્રે કહ્યું કે પિતાશ્રી, મને આ મિથ્યા સ્વપ્ને

ઘણું જ દુઃખ દીધું. હવે આ પુત્રને દુઃખ દાયક જુઠું સ્વપ્ન લાંબી મુદત ભોગવવું પડયું. રાજ્ય પુત્રને સ્વપ્નનું દુઃખ સત્ય નહોતું. પણ સ્વપ્ન અવસ્થામાં આવી પડવાથી અસત્યનું સત્ય લાગ્યું છે, અને સત્ય હતું તે અસત્ય માન્યું છે. હવે પછી જાગૃત કરનાર પિતાશ્રીયે બાહ્ય પકડીને જગાડયો એટલે પુત્રને પોતાનું ભાન આવ્યું ને મિથ્યા સ્વપ્ને મિથ્યા માન્યું એટલે સ્વપ્નનું દુઃખ નિવૃત્ય થયું અને જેમ હતું તેમ સિદ્ધ થયું. વળી તેવી જ રીતે એક બીજાું દ્રષ્ટાંત છે કે એક ગરીબ બ્રાહ્મણ ભિક્ષા માગવા નીકળ્યો છે. ઘણાંક ઘર ભટકીને થાક્યો એટલે મધ્યાન કાળનો થાક લાગવાથી એક દુકાનની પરશાળે બેઠો. પછી ભીંતના ટેકણે આડો પડ્યો, ને ઉંઘી ગયો. એટલે એને ટૂંકી મુદતમાં સ્વપ્ન આવ્યું કે મને મોટું રાજય મળ્યું છે. મારૂ દુઃખ દરિદ્ર તમામ દુર થયું છે. હું રાજય તરફનો તમામ વહીવટ ચલાઉં છું. વળી ગુનેગારોને ન્યાય પ્રમાણે શિક્ષા કરૂં છું. સર્વ કોઈ મારી આજ્ઞા પ્રમાણે વર્તે છે. વળી ભાટ ચારણો કાવ્યા કવિતાથી મારા યશ ગાય છે. આ પ્રમાણે સ્વપ્નના રાજયમાં સુતેલા રાજાજીનું સ્વપ્ન મુક્ત થવા આવ્યું. એટલે જાગૃતના પ્રારંભમાં વિચાર કરવા લાગ્યો કે હવે આજે હું ભીખ માગવા નહિ જાઉં કારણ કે મને રાજયપદ પ્રાપ્ત થયું છે. હવે મારે શા માટે ભીખવું પડે ? એવા સમયે જે દુકાને સુતો છે તે દુકાનના માલિકે આવીને જોરથી કહ્યું કે ઉઠો. વચમાં માર્ગ રોકીને કેમ સુતા છો ? એવા ભયંકર શબ્દથી એકદમ બ્રાહ્મણનું સ્વપ્ન મુક્ત થયું, ને ત્યાંથી ઉઠીને જવું પડયું. હવે એ બ્રાહ્મણ જાગૃત થયા પછી સ્વપ્નના રાજયને સાચું માન તો એ બ્રાહ્મણનું સાચું માનવું તે મિથ્યા છે. કારણ કે તે જાગૃત થયા પછી રાજય તરફનો એકે લાભ એ બ્રાહ્મણને મળવાનો નથી. આ બેઉ દ્રષ્ટાંતનું સિદ્ધાંત એવું છે

કે પરમ કૈવલ પરમાત્માના સંકલ્પથી સ્પુરાયમાન થયેલું આ વિચિત્ર વિશ્વ છે અને તેમના સંકલ્પથી જે જે બન્યું છે, તે સઘળું સ્વપ્નવ્રત નાશવાન છે તો એ નાશવાન વસ્તુને મન, કર્મ, વચને સાચી માનવી એવો સંકલ્પ થાય છે. તેને સ્વપ્ન અવસ્થાવત્ જાણવું, કેમ જે જાગૃત અવસ્થામાં સ્વપ્ન અવસ્થા ભોગવે ત્યારે અનર્થના સંકલ્પે કરી મિથ્યા પદનો આગ્રહી થાય છે. એવો મનના કારણનો નિયમ છે. એ અવસ્થાના અમલમાં આવ્યા એટલે ચક્રવર્તિ ચેતન્ય સાક્ષીનું અચળ રાજ્યપદ તે અદ્રશ્ય થાય છે. અને મિથ્યા જગતને સ્વપ્ન રૂપી સંકલ્પને સત્ય માનવામાં આવે છે. તેવી કલ્પીત વસ્તુથી સુખ માન્યું તો શું, અથવા દુઃખ માન્યું તો શું, એ સર્વે મિથ્યા જાણવું. એટલે વરણાંતર ભેદની વાર્તા પણ આ દ્રષ્ટાંત સિદ્ધાન્તના પેટામાં જ આવી ગઈ તેનું સ્પષ્ટ તો જ્ઞાની પુરૂષોને જ સમજાશે, ને રૂચશે. બીજાને સમજાશે નહિ, ને રૂચશે પણ નહિ. તેમ બીજાને કામનું પણ છે નહિ કારણ કે એ દ્રષ્ટાંત તો સાધારણ છે પરંતુ તેનો ભેદ જોતાં ઘણો ગુહ્ય છે. માટે અધિકારી સિવાયનાને કામ લાગશે નહિ. જેના ઉપર સદ્ગુરૂ પરમાત્માની પૂર્ણ કરૂણા દ્રષ્ટિએ થયેલી છે તેની જ વિશાળ બુદ્ધિ ખીલે છે.

## "विशाल बुद्धि ने समद्रष्टीनु लक्षण."

અને સમદષ્ટીવાન થઈને જ્ઞાન ગ્રાહક સંતભક્તોને પોતાના પ્રાણપ્રિય અંતરાત્મ રૂપ દેખે છે. જે સમયે સમદ્રષ્ટિ થઈ એટલે દેવ, પિતૃગણ, ઘણ, મનુષ્યાદિ સર્વ પ્રાણીઓના સ્થૂલ સૂક્ષ્માદિ દેહોના પંચી કરણનો ભાગ બાદ કરીને પિંડ બ્રહ્માંડના ચૈતન્ય અદ્વૈત બુદ્ધિયે આત્મરૂપ સર્વકોને પોતાની દ્રષ્ટિએ દેખે ત્યારે તે વિશાળ બુદ્ધિને સમદ્રષ્ટિ કહેવાય છે.

હવે વિશાળ બુદ્ધિનું સમ લક્ષણ કહીએ છીએ જે બુદ્ધિથી વિવેક વડે ત્યાગ કરવા જેવી વસ્તુનો ત્યાગ કરે અને ગ્રહણ કરવા જેવી વસ્તુનો સંગ્રહ કરે છે. તેમ સમદષ્ટિનું લક્ષણ કહીયે છીયે જે જે વસ્તુ જેવા અધિકારમાં છે તેને તેવી જ દેખે, એ બાબતમાં પોતાના અભિપ્રાયનું દ્વૈત ભાવથી દેખે નહિત્યારે તે સમદ્રષ્ટિ કહેવાય એટલે અમુક વસ્તુ પોતાની દ્રષ્ટિએ દેખીને પછી એ વસ્તુ બુદ્ધિને સ્વાધિન કરે છે. એટલે બુદ્ધિ તેનો વિવેક કરીને ત્યાગ કરવા જેવું ત્યાગે, ને ગ્રહણ કરવા જેવું રાખે, તેનું નામ સમદ્રષ્ટિને વિશાળ બુદ્ધિ કહેવાય છે. જેમ સોના કે રૂપાના દાગીના તૈયાર ઘડેલા હીર તારથી ગાંઠેલા તથા લાખ વિગેરેથી ભરેલાની કિંમત પોતાની ચોક્કસ બુદ્ધિયે ચોકસી લોકો કરી શકે છે. ત્યારે જ તેમને ચોકસીનો અલંકાર અપાય છે. ચોકસી એટલે ચાર પ્રકારની બાબત ચોક્કસ જાણે તેમને ચોક્સી કહેવાય છે. ચાર પ્રકાર કયા કયા તે કહું છું. એક તો સ્થૂલ શરીરના ભાગ જેવું હીરતારના ગંઠણનું વજન કેટલું હશે ? તે સમજી લે. બીજું - સૂક્ષ્મ દેહ સરખું એમાં લાખ કેટલી હશે ? તે બાબત જાણે. ત્રીજું - જડ ચૈતન્યનો યોગાનું યોગ મેળવનાર કારણ દેહ રૂપે રાવતીનો ભાગ કેટલો હશે ? એ ગુપ્ત માપને જાણે. હવે ચતુર્થ મહા કારણ દેહમય સોના કે રૂપાને વિશે અન્ય ધાતુનું આવરણ કેટલું ભળેલું છે ? તે પણ જાણે. હવે પ્રથમ સ્થૂલ દેહમાં મુખ્ય પાંચ તત્વો છે. બીજા સૂક્ષ્મમાં દશ ઇંદ્રિયો છે. ત્રીજા કારણ દેહમાં ત્રણ ગુણ ને ગુણની માયા છે. ચોથા મહાકારણમાં પ્રણવ છે.

“જે પ્રણવથી સૂક્ષ્મ તથા મહદ્ પ્રાણ વાયુ અર્ધો અર્ધમાં વહન કરે છે. તે પંચ તત્વના વિકાર યુક્ત મુખ નાશા દ્વારે હર્દમ ચાલે છે. એ ચતુર વિધિને યથાર્થ જાણે, તો પાંચમો

સોના રૂપે ઉર્ધ્વ ગતિનો ૐકાર શેષ રહ્યો તેની કિંમત કરવી તે ગગનગામિ ચોક્સીને મુશ્કેલ નથી."

ૐકાર તત્વ છે તે સર્વ તત્વોનાં બીજક એના વિશે રહેલાં છે તે આકાશ તત્વના પરમ કારણ દેહરૂપે છે. તે દેહમાં નિરંજન પુરૂષ બિરાજમાન છે. એ નિરંજન પુરૂષથી પ્રકૃતિનો ઉદય થયેલો છે. એ પુરૂષમાં તત્વાતી કૈવલ પરમાત્માનો અંશ દેહના તત્વોથી અલગ છે. તેના ચૈતન્ય પ્રકાશથી પ્રણવાદિ સર્વ તત્વો ચરાચર ચૈતન્યમય સ્પુરાયમાન થઈ રહ્યાં છે. આ પ્રમાણે આત્મ અંશ પર્યંતનું યથાર્થ જ્ઞાનને જાણે. વળી જે પ્રમાણે જાણે તે પ્રમાણે અનુભવ સહિત માણે ત્યારે તેમને સંત ભક્ત કે ઋષીની પદવી અપાય છે. ને વરણાવરણ રહિત અદ્વૈત બુદ્ધિ તેમની જ હોય છે, તેથી તેવા મહાપુરૂષો કોઈ વરણ પર અભાવ રાખતા નથી. તેવા પુરૂષો પોતે અંશરૂપ બનીને અંશી પદ કૈવલ પરમાત્માં બળે છે. અંશી પદમાં અંશને બાળવાનું ઘણું શ્રેષ્ઠ લખ્યું છે, પણ એ વિષય ઘણો જ ગહન છે. અને એ બાબતમાં ગુરૂ ભાગ રહેલો છે. તેથી એ વિષય જાણવામાટે પરમગુરૂનું શરણ અદ્વૈત ભાવે લેવું જોઈએ. ગુરૂશ્રી જયારે શરણ થનારને પાત્રજન ગણે ત્યારે જ પોતે કરૂણાસાગર અતિશય દયાવંત થઈને પરમપદનું દાન આપે છે. આ પ્રમાણે પરમ ગુરૂ કરૂણાસાગર ભગવાનની દયા મળે તેને જ અધિકારી કહેવાય છે. અધિકાર વિના ભલે ગુરૂ બોધ આપે તો પણ તે અકારજ જાય છે. જેમ ધાવણા બાળકને પય પાન કરવાનો અધિકાર છે. તેને બદલે માતૃશ્રી પોતાનો ખોરાક મિષ્ઠાન વિગેરે ખવરાવે તો તે સર્વ વ્યર્થછે. તેમ ઘણો દુઃખદાયક છે વળી જે ઘરના નેવાનું જળ મુશળધારથી પડતું હોય તેને જીલવા માટે નીચે કોડીયું ધરીએ તો કોડીયામાં પાણી બીલકુલ ટકવાનું

નથી. જેટલું પાડી પડશે તે બધું કોડીયામાથી ઉછળી જશે ને કોડીયું ખાલીને ખાલી જ રહેશે. માટે પ્રથમ તો પાત્રની જરૂર છે ઉપરના કહેવા પ્રમાણે પરમ ગુરૂના જ્ઞાન બોધની અવિચલ ધારા ઝીલી શકે એજ પાત્ર જન કહેવાય. અને એમના દેહને દિવ્ય દેહ કહેવાય છે. વળી દર્શન રૂપ એજ મૂર્તિ છે અને જીવન મુક્ત એવાનેજ કહેવાય છે. જગતના જીવોના તારક ગુરૂ એ જ છે. તે સદાકાળ જ્ઞાન ધ્યાનમાં મસ્ત રહે છે. તેવા મહાપુરૂષો નિરંતર ગગનગામિ થઈ રહે છે ને વ્યવહારમાં સ્વાભાવિકપણે સહજ સ્વભાવે વર્તે છે. આ લેખમાં મુમુક્ષુજન બ્રાહ્મણોને ગણાવ્યા છે ખરા પણ બ્રાહ્મણ તે માત્ર વરણાભિમાનીને કહ્યા નથી. પણ આવી ઉત્તમ સ્થિતિમાં આવી શકે તેવો ઉત્કૃષ્ઠ અધિકાર લેનારને બ્રાહ્મણ કહ્યા છે.

॥ ब्राह्मणोने कयो कयो अभिमान त्यजवो ? ते विषे ॥

તેવો અધિકાર દ્વૈતવાદી વરણાભિમાનથી આવતો નથી કારણ કે જ્ઞાન ગ્રાહક થવા માટે પ્રથમ વરણાભિમાન દૂર કરવું, વળી દેહાભિમાન ત્યજવું, ને કુલાભિમાન મુકવું, વળી વેદાદિ વિદ્યાનો સાર ગ્રહીને વિદ્યાનું અભિમાન ત્યજવું. જેમ ભોજન કર્યા છી પત્રાળાની કે મિષ્ઠાન વિગેરે પદાર્થની તૃષ્ણા રહેતી નથી. તેમ સર્વ પદાર્થનું અભિમાન દૂર કરવું. વળી જ્ઞાનામૃતનું પાન કરી લઈને જ્ઞાનમદ ત્યાગ કરવો.

માત્ર સ્વયયં સ્વરૂપાકાર આત્મ અંશ રૂપ નિરાવૃણી થવું તે વરણાભિમાની બ્રાહ્મણોએ એ પ્રમાણે થવાય નહિ, ને અધિકાર લેવાય પણ નહિ, કારણ કે મુમુક્ષુપદનો અધિકાર લેવા સારૂ શ્રીમંત પરમ ગુરૂ કરુણાસાગર ભગવાનનું શરણ દરેકને દાસોસ્મિ ધારણ કરીને અનન્ય ભાવે લેવું જોઈએ. ને સદ્ગુરૂની

મહાભજન કસોટી સહન કરવી પડે છે. વળી દયા દીનતા ને દાસત્વ, એ ત્રણ પ્રકારથી મન, કર્મ વચને શરીર ધર્મ બજાવીને અભેદ બુદ્ધિયે ગુરૂશ્રીને પરમાત્મરૂપ જાણીને સદ્‌ગુરૂના વચને નિરંતર રહેવું જોઈએ.

॥ दया दीनता ने दासत्वनी जरूर ॥

"હવે દયા દીનતા ને દાસત્વ, એ ત્રણ પ્રકાર કહ્યા તે કેવી રીતે ? કે જે હરિજન થયા તેમણે સાધન વિનાના ગરીબ પ્રાણીઓ પર દયા આણવી, અને એમની ઉપાધિ દુર થાય તેવું હરિજનથી બને તેવો ઉપગાર કરવો. જેનામાં દયા નથી તેમણે ગરીબનો આશિર્વાદ લેવાય નહિ. અને હૃદય ઘણું કઠોર રહે છે. એવો કઠોર હૃદયમાં હરિરસ ઉતરે નહિ. અને ઉલટું પારકું ધન હરણ કરવાની આકાંક્ષા રહે છે. તેથી પારકા બંધનમાં આવવું પડે છે. જ્યારે આપણે ભક્તિએ કરી પ્રાણીઓ ઉપર દયા રાખીયે ત્યારે પ્રભુ આપણા પર દયા રાખે. એટલે ભુલે ચુકે ઈશ્વરનો અપરાધ આપણાથી થયો હોય તો પ્રભુ આપણને માફી આપે. બીજું આપણને જગતમાં દયાળુ જાણે તો કીર્તિનો પસારો થવાથી હરેક સંત ભક્તો આપણે ઘેર આવે, અને તેમના સહવાસથી હરિ ગુરુનો તથા સંત સમાગમનો અલભ્ય લાભ મળે છે. બીજુ સંત સેવાનો લાભ લેતાં આપણી દ્રવ્ય સંપર્તિનો ઉપભોગ ઘણો જ સારો થાય. તેથી આપણા સંસ્કારો ઘણા જ ઉત્તમ બંધાય છે. સંત ભક્તોના સહવાસમાં રહેવાથી આપણી મન ઇંદ્રિયો શુભાચરણમાં પ્રવૃત્ત રહે છે. શુભાચરણથી હંમેશા આનંદમય દિવસ વીતે છે. અંતરમાં આનંદ રહે ત્યારે ઘણા ઉત્તમ પ્રકારથી હરિ સ્મરણ થાય છે. વળી દયાવાન પુરૂષને હિંસા અહિંસાનું ભાન હંમેશા રહે છે. તેથી હરકોઈની

નિંદ્યા કે દ્રોહ કરતાં મન અટકાય છે. એટલે એવા દયાવાન પુરૂષથી કોઈ પ્રકારનું ક્રુર કર્મ થાય નહિ. તેથી જગતની કે ઈશ્વરની કે શાસ્ત્રની ગુનેગારીમાં આવવું પડતું નથી. ત્યારે તે દયાના પાત્ર જનની ભક્તિ શોભીને સંત ભક્તોના મનને પોતાના પ્રાણ રૂપ પ્યારી લાગે."

સંત પુરૂષોની કૃપા થાય એટલે પ્રભુની કૃપા થઈ સમજવું. માટે દયા એ ધર્મનું મૂળ છે, ને ભક્તિનું ભૂષણ છે. માટે અવશ્ય દયા રાખવી. એ પ્રમાણે દયાનું ફળ છે. હવે પછી દીનતા વિષે કહીએ છીએ જે –

દીનતાની જરૂર એટલા માટે છે કે દીનતા હોય તો સંત ભક્તો પ્રત્યે અહંતા ઉત્પન્ન થાય નહિ. પોતે જ્ઞાન માર્ગનુંગમે તેટલા જાણતા હોઈએ તથા જ્ઞાન સંબંધી અનુભવ ચહાય તેટલો હોય તો પણ સંત આગળ હું કોણ માત્ર છું ? એવું દીનતાથી જણાય છે. અને હંમેશાં સંત સમાગમનો લાભ લેવા આકાંક્ષા રહે છે. ત્યારે કોઈ કોઈ પ્રસંગે અતુલ્ય લાભની પ્રાપ્તિ થાય છે. અતુલ્ય લાભ તે પરમ મોક્ષનો કહ્યો છે. તે લાભ મેળવવા દીનતા જોઈએ. કારણ કે સંત ભક્તો પાસેથી કરૂણા લેવી તે કંઈ આપણા ઉત્તમ કુળથી કે ઉત્તમ વરણથી કે ઘણા ધનવાન હોવાથી, કે પોતાના હુકમ અમલની જબરાઈથી કે વિદ્યાના તેજથી કે જગતમાં ઘણા વિસ્તાર વાળી ધન ખરચીને તથા હરકોઈ બીજો પુરૂષાર્થ કરીને કીર્તિ મેળવેલી હોય તો તેના માનથી કે ઘણા યજ્ઞ કરવાથી, કે તિર્થયાત્રા કર્યાની પવિત્રતા ગણીને કે યંત્ર તંત્રાદિ કળામાં કુશળ ગણીને, કે યોગ તપથી સુખ દુઃખ સહન કરનારા જાણીને કે નવે વ્યાકરણમાં નિપૂણ પંડિત ગણીને કે મનુસ્મૃતિના નિયમે વર્તનાર ધર્મ ચુસ્ત જાણીને, કે વેદ શાસ્ત્ર યુક્ત અનંત સાખ્ય સંમતિ પ્રમાણે કંઠાગ્રે હોય

તેવા પટુ વાચક જાણીને કે અન્ય કોઈ પ્રકારની તૃષ્ણાને લીધે શ્રી પરમ ગરૂ લોભાતા નથી. ગુરૂ શ્રી અનંત શાખાએ અસંખ્ય શિષ્યો કરે છે, પણ દીનતાવાળા શિષ્યનીસાથે જ પોતે ગુરૂદાવે પૂરેપૂરો સંબંધ જોડે છે. આ સર્વ સારનો સાર એજ કે આપણામાં દીનતા હોયત્યારે જ આપણી વૃત્તિ શ્રદ્ધા સહિત શ્રી સંત ગુરૂના વચને લોભાય છે. ત્યારે જ ગુરૂના જ્ઞાન લક્ષાર્થ વિષે આપણી વૃત્તિ સ્થિર થાય છે. આપણી વૃત્તિનો એકાગ્ર જયાં સુધી ગુરૂના લક્ષ બિંદુ પર ત્રાટક થયો નથી ત્યાંસુધી સંપૂર્ણ જાણ્ય માણ્ય કહેવાય નહિ. પૂર્ણ થવા સારૂ તો શ્રદ્ધા સહિત મન કર્મ વચને સ્થિર થવું પડે છે. જેમ ચંદ્રની ત્રાટક ચકોર નામનું પક્ષી કરે છે ત્યારે જ ચંદ્રમાંથી અમૃત, ચકોરની ચાંચમાં પોખાય છે એવી રીતે દીનપણે શિષ્ય દાવો બજાવે ત્યારે જ ગુરૂ શ્રી પોતાના હૃદય કમળથી કરૂણારસ પાત્ર જનના હૃદયમાં પોખે છે તે માટે મોક્ષેચ્છુને દીનતાની અવશ્ય જરૂર છે. હવે પછી દાસત્વનું કહીયે છીયે જે –

જયારે આપણી વૃત્તિ દાસના દાસ થઈને રહે તેવી હોય ત્યારે જ આપણને ગુરૂના તથા હરેક સંતના ચરણ શરણનો અધિકાર મળે છે અને અધિકાર મળે ત્યારે જ ગુરૂ શિષ્યનો ધર્મ સફળ થયો સમજવું. ગુરૂના સહવાસમાં ઘણાક શિષ્યો હંમેશા રહે છે, પણ જે કોઈ દાસત્વ બુદ્ધિના શિષ્ય હોય છે, તેના જેવો ગુરૂ તરફથી ગુરૂ કૃપાનો લાભ બાકીના શિષ્યોને પ્રાપ્ત થતો નથી કારણ કે દાસત્વ બુદ્ધિ ન હોય તો ગુરૂ સંતની કે હરિજન ભક્તોની સેવા કરવાની વૃત્તિ થાએ નહિ. ગુરૂ સેવાનો મહિમા પ્રત્યક્ષ પરમાત્માની સેવા કર્યા તુલ્ય ગણાય છે. હરિ ગુરૂ ને સંતમાં ભેદ નથી. ગુરૂ શ્રી પંચમહાભૂતાદિ તથા વરણાવરણનો વિધ્વંશ કરી સલંગ એકાસૂત્ર ચૈતન્ય વૃત્તિ

કરનાર છે એવા તત્વ મસી ગુરૂની વચન પ્રસાદી દાસના દાસ થનારને જ રૂચે છે. (જે શિષ્ય ખરા અંતઃકરણથી દાસ પદવી મેળવે છે તેને ગુરૂ શ્રી પોતાના નિવાસસ્થાનનું એટલે જે સ્થાનકે પોતે અધ્ધર આસન જમાવીને અધ્ધર તખ્તપર બિરાજમાન આદ્ય મધ્ય ને અંતમાં રહેલા છે, તેજ ગાદીનુ કાયમ સુખ પોતાના દાસને આપે છે.) એ સર્વ વાક્યનો હેતુ હું આત્મા સત્ય છું. હું બ્રહ્મ છું. હું સઘળે વ્યાપક છું એટલે ભૂર્લોકથી તે સત્ય લોક પર્યંતમાં હું આત્મા સૂર્યવત્ છું. ને મારો ચૈતન્યમય પ્રકાશ સઘળે વ્યાપક છે. હું નખથી તે શિખા પર્યંતમાં ઈંદ્રિયોના દેવોને સચેત કરનાર છું. તેમ પંચમહાભૂતાદિ સર્વ તત્વોનો સાક્ષી હું જ છું. જે પ્રમાણે આ પિંડ બ્રહ્માંડમાં હું આત્મઅંશ સાક્ષી છું અને મારી સત્તાએ સર્વે દેવોના અંશ જે પૃથક પૃથક ઈંદ્રિયોના સ્થાને રહેલા છે, તે પ્રમાણે મહદ્ તત્વોના વૈરાટ બ્રહ્માંડમાં તથા નિરંજનઆદિ નારાયણની ઉપરાંત એકાદશ ધામને ભેદીને પરિમિત અપાર શૂન્ય પર્યંતના સાક્ષી પરમ કૈવલ પરમાત્મા છે. ને તેમનો વ્યાપક બ્રહ્મરૂપી અમલતે અનંત શક્તિવાન સઘળે સભર છે. અને પ્રકૃતિ પુરૂષથી બનેલા ગુણ, ને ગુણની માયા, તથા અન્ય દેવતાઓના અધિપતિ તે કૈવલ પરમાત્મા છે. એ પ્રમાણે ઉપમા પ્રમાણ આપીને હવેપછી ત્રીજું અનુમાન પ્રમાણ બતાવે છે.

"ત્રીજુ અનુમાન પ્રમાણ એવી રીતે કે આત્મા છે તેના જેવી અન્ય કોઈ વસ્તુ નથી. તેમ પરમાત્માના સરખું અન્ય કોઈને પદાર્થ, કે દેવ, મનુષ્ય, પિત્રુની, આદ્ય નિરંજન જ્યોતિ સહિત કોઈને કહી શકાય તેમ નથી. માત્ર પરમાત્માની આ નગરી રૂપી એક આત્માને જ કહેવાય છે. કેમ જે આત્મા છે તે પરમાત્માનો અંશ છે. તેથી પ્રથમ આત્મજ્ઞાન સિદ્ધ કરાવીને

પરમાત્માને અનુભવે છે. જેમ સૂર્યને સિદ્ધ કરવો હોય ત્યારે દીપકનું દૃષ્ટાંત આપે છે. અને એની કિરણો, બિંબ અને પ્રતિબિંબ એ સર્વનો સમાસ દીપકના દૃષ્ટાંતથી સૂર્યનો થઈ સકે છે. તેમ અનુમાન પ્રમાણ આત્મ અંશથી પરમાત્માનું સદ્‌ગુરૂશ્રી પોતાના અધિકારી શિષ્યને આપીને આગળ અનુભવ પ્રમાણની સંજ્ઞા કરે છે.

**॥ હવે ચતુર્થ અનુભવ પ્રમાણ છે તે સંજ્ઞા રૂપે છે. ॥**

આ પ્રમાણની સાન સંજ્ઞા અધિકારી જનથી જ સમજાય છે. કારણ કે ચોરાસી તત્વોથી, તથા સ્યામ સ્વેતાદિ રંગથી, તથા લંબગોળ કે અન્ય કોઈ પ્રકારના આકારથી કે સૂક્ષ્મ મહદ્‌ની કલ્પનાથી કળી ન શકાય તેવા સ્વરૂપને અનુભવ સિદ્ધ કરવા માટે ઘણી સૂક્ષ્મ ગતિ, મતિને જ્ઞાન જોઈએ છીએ.

અને ઉપરના ત્રણ પ્રમાણોની વાર્તા છે તે તો સદ્‌ગુરૂના શબ્દો કાન વડે સાંભળીને મન બુદ્ધિ વડે અનુમાન બાંધીને અવલોકન કરી શકાય છે. પણ અનુભવ પ્રમાણ તો સર્વ વૃત્તિનો વેગ અંતર પ્રદેશે પ્રણવ ધ્વનિ પર રાખવો પડે છે. અને પછી ૐકાર ધ્વનિ તે સોહમ્ ધ્વનિમાં શમે છે. તે સ્થળે સર્વ વૃતિનો વેગ પણ શમે છે. જેમ સૂર્યમાંથી છુટીને વિસ્તાર પામેલી કિરણો પાછી સૂર્યમાં સમાય તો એના સાક્ષીને નિવેદન થઈ સમજવી. કેમ જે કિરણોનો સાક્ષી સૂર્ય છે. તેમ પ્રણવ વૃત્તિનો સાક્ષી રંધ્રસ્થાનના અધિપતિ નિરંજન જ્યોતિ છે. એ નિરંજન જ્યોતિના પ્રકાશક આત્મ અંશ છે. ને નખથી તે શિખા પર્યંત અણુ અણુમાં વ્યાપક ચૈતન્ય એનો પ્રકાશ છે. અને આત્મ અંશનું પ્રતિબિંબ સોહમ્ ધ્વનિ દ્વારાએ રંધ્રસ્થાનમાં ૐકાર જ્યોતિ પર પડે છે. ત્યારે ૐકાર પુરૂષલીંગ શમદમ્ છે, ને

પ્રકૃતિ યુક્તછે તે સચેત થઈ નાભીના મહદ્ પ્રણવને જાગૃત કરી ઓહંગ ધ્વનિ ઉઠે છે, તે ઓહંગને સોહંગ ઉલટ સુલટ એકતાર થઈ શરીરના સર્વ તત્વોને સચેતકરે છે. જે પ્રમાણે એક એકથી સચેત થયાં છે, તે પ્રમાણે ઊર્ધ્વ ગતિએ પ્રાદુર્ભાવ કરી ચૈતન્ય સાક્ષી અંશમાં નિવેદન થાય છે. ત્યાર પછી અંશ છે તે પરમ કૈવલ પરમાત્મા જે પોતાના શુદ્ધ સંકલ્પથી અનંત ઇંડ પિંડની રચના એક ક્ષણમાં ઉત્પન્ન કરેછે અને અમુક મુદત સુધી સ્થિતિ કરાવીને અંતે સર્વનો લય કરે છે. એવા અનંત શક્તિવાન પરમાત્મામાં સર્વે અંશ-આત્મા લીન પામે છે. ત્યારે અનુભવ પ્રમાણ સિદ્ધ થયું સમજવું. માટે અનુભવ પ્રમાણ સિદ્ધ કરવા ઘણા ઉત્કૃષ્ટ ગુરૂ જોઈએ. આ પ્રમાણે પરમ મોક્ષ મેળવનારને પરમ વિશેષી અંશ કહેવાય છે.

"अहं ब्रह्मास्मिवाळा सिद्धान्तिनं समजवुं" तथा त्रण प्रकारना जीवनु तथा अंशमां भेद ॥

ને અહં બ્રહ્માસ્મિવાળા તો ફક્ત આપનું આપ નિશ્ચે કરી સર્વ વૃત્તિનો સમૂહ પોતાના સ્વરૂપમાં સમેટી લે છે. તેને જ પરમ મોક્ષ માને છે. કોની પેઠે કે :-

દ્રષ્ટાંત – જેમ સમુદ્રની લેહેરી એટલે ભરતી ઓટ, ફીણ, ફોદા, પરપોટાની, આદ્યે જે જે બનાવ બને છે તે સર્વે સમુદ્રના જળથી જ બને છે. પણ તે આખરે સમુદ્રનું જળ છે. તેવી રીતે સમુદ્રરૂપ વ્યાપક બ્રહ્મ જે કૈવલ પરમાત્માનો મહા ચૈતન્યમય પ્રકાશ સઘળે વ્યાપક છે, તેવા બ્રહ્મમય પોતે જ થઈને સર્વ સંકલ્પને શમાવી નિર્વિકલ્પ થઈ રહે છે. તેમનું મોક્ષ સ્થળ અંતે વૈરાટના વ્યાપક બ્રહ્મમાં છે. એવી રીતે થનારને વિશેષી અંશ કહેવાય છે. હવે પછી વિશેષી જીવની લક્ષણા કહીએ

છીએ જે –

જે કોઈ સકામ ફળની પ્રાપ્તિ માટે યાગ, યજ્ઞ, તપ, જપ, તિર્થ, વ્રત, અને ચતુરદશ દેવોને પહોંચે તેવી ભક્તિ કરીયે, અને તે ભક્તિનું ફળ અમુક સ્થળે અમુક લોકમાં (સ્વર્ગમાં) અમુક મુદત સુધી ભુક્તમાન કરીને કુદરત ન્યાયે પુનઃ મૃત્યુ લોકમાં આવવું પડે, એ સર્વે સકામ ભક્તિ કહેવાય. આવી ભક્તિના કરનાર કહેશે કેઅમે તો નિષ્કામ ભક્તિ કરીયે છીએ. અમારે એનું ફળ લેવાની આશા નથી. પણ એવા કર્તવ્યનું ફળ કુદરત ન્યાયે ભુક્તમાન કરવું જ પડે. એ બાબતમાં શંકા રહેતી હોય તો વિચારો કે દુષ્ટ કર્મના કરતાં તે કંઈ ખોટા કર્મનું ફળ ભોગવવા તૃષ્ણા રાખતા નથી, પરંતુ કર્મ ભુક્ત કરવું જ પડે. પંચ મહાભૂતથી બનેલા બ્રહ્માંડ પૈકીના ઈષ્ટની ઉપાસના કરવાથી તત્વાતિત પરમ પદનો અલભ્ય લાભ કયાંથી મળે ? માટે એવી ભક્તિને સકામ ભક્તિ કહેવાય છે. આ પ્રમાણે ભક્તિ કરનારને વિશેષી જીવ કહેવાય છે. વિશેષી જીવ એટલા માટે કહ્યા કે સામાન્ય જીવોનું કર્તવ્ય જ ભય, મૈથુન્ય, નિંદ્રા ને આહાર, એ કર્તવ્યને નિયમે વર્તિ વિશેષનું કર્તવ્ય જે દેવકાર્યનું કર્યું માટે વિશેષી જીવ કહેવાય છે. હવે પછી સામાન્ય જીવનું કર્તવ્ય કહીએ છીએ જે ફક્ત ભય મૈથુન, નિંદ્રા ને આહાર, એ ચાર કારણોને લીધે તથા પોતાની પાસે જે પ્રાપ્ત છે તે કરતાં વિશેષ વિકાર જે આહાર વિહાર સંબંધી વધારીને તેમાં જોઈતુ સાધન પ્રાપ્ત કરવાને લીધે અનેક પ્રકારની મહેનત નિયમા નિયમ વર્તિને મહા દુઃખે, યા સુખે, પોતાની જીંદગી ગુજારે છે અને તન મનને ધનનો વ્યય આ તરફના ખાતામાં જ કરી રહે છે, એટલે એકંદરે એ કર્તવ્ય એવું થયું કે અનેક પ્રકારના પ્રાણીઓથી વિશેષ નહિ, તેથી એમને સામાન્ય જીવનો અલંકાર આપ્યો

છે. એ પ્રમાણે સામાન્ય અને વિશેષી જીવનું, અનુસ્બાર અને વિશેષી તથા પરમ વિશેષી અંશનું કર્તવ્ય તથા તેનું ફળ કહ્યું.

હવે એ બાબતમાં કોઈ વિદ્વાન પુરૂષ શંકા કરે કે - આત્મા છે તે સર્વ કોઈનો સામાન્ય છે. છતાં એ આત્માને સામાન્ય તથા વિશેષી જીવ, અને વિશેષી તથાપરમ વિશેષી અંશ, એવી પૃથક ભેદ બુદ્ધિવાળી ઉપમા કેમ આપી ?

તેના ઉત્તરમાં કહીએ છીએ જે ઉપરના કહ્યા પ્રમાણે ચતુર વિધિના જીવોએ પોતે જેવા સ્વરૂપની ભાવના કરીને તે સ્વરૂપની યોગ્યતાપ્રમાણે ભક્તિ સિદ્ધિ કરી તો એ જીવનો યોગાનુયોગ તે સ્વરૂપમાં જ મલવાનો. ને સામાન્ય જીવ છે તે નિરંતર વિષય ભોગની વાસનામાં બંધાઈ રહી અંત પર્યંત સુધી સ્થાવર યા જંગમમાં જીવ દશા ગુજારે છે. તે સ્થાવર જંગમનાં સ્થૂલ શરીરના યોગે હું અખંડાત્મરૂપ છું. એવું ભાન થતું નથી. તેમ તેમને આત્મ પ્રદેશની ઈચ્છા પણ નથી. તો આત્મના ભાન વાળો યોગ એવા જીવોને મળવાનો પણ નથી. માટે દરેકને અલંકાર આપેલો છે તે જે જેવા સ્વરૂપમાં રહેલા છે તેમને તેવો જ અલંકાર આપ્યો છે. જેમ રાજ્ય નીતિનો વહીવટ ચલાવવા માટે જુદા જુદા નામથી અધિકારીઓ હોય છે, તેમના નામનો અલંકાર તથા અધિકાર દરેકના કામ પ્રમાણે પ્રથમથી પોતે છત્રપતિ રાજાજીનો નિમેલો હોય છે. જેણે કારણ વશાત્ અગમ બુદ્ધિએ ખાતુ નીમ્યું છે, તેમણે જ દરેક અધિકારીઓનો નામાલંકાર નીમ્યો છે. તેવા નિયમથી જીવના કે અંશના અલંકારમાં ભેદ રહેલો છે. વળી તરક ન્યાયથી બીજો પ્રત્યક્ષ ખલાસો આપું છું કે મનુષ્ય દેહમાં આવેલા જીવને મનુષ્ય દેહ છોડયા પછી મનુષ્ય દેહે કરેલા ક્રુર કર્મ ભુક્તમાન કરવા સારૂ અનુક્રમે ફરતાં સ્થાવર એટલે અમુક વૃક્ષમાં પ્રવેશ

કરવો પડશે તો તે વૃક્ષના ઘાટ પ્રમાણે સામાન્ય જડ ગતિમય થવું પડશે. સ્થાવરમાં પ્રવેશ કર્યા પછી સ્થાવરના નિયમથી વિશેષ પણું વર્તાશે નહિ. તેમ કીટ પતંગાદિ શરીરોમાં પણ નિયમસર સામાન્ય ગતિએ વર્તવું પડશે. માટે સામાન્ય, વિશેષ, ને પરમ વિશેષ, એ ત્રણે પ્રકાર તે આ લક્ષ ચોરાસીના સર્જનાર પરમાત્માના નીમેલા પરંપરાથી કાયમ છે. જે વખતે દરેક શરીરોના ભેદ પાડયા તેજ વખતે જીવત્વના ને અંશના ભેદ પરમાત્માના પાડેલા છે તે બાબતમાં આપણે પ્રતિવાદી થવાનું કારણ નથી.

તેમાં સામાન્ય તે વિષય ભોગવાળા ઘાટમાં આવેલા માત્ર વિષયના ભોગી સઘળા પ્રાણીઓને કહ્યા છે. અને વિશેષી તે દેવ તનુમાં આવેલા તે અંશને કહેવાય છે. વળી સામાન્યથી વિશેષનું કર્તવ્ય કરનારને પણ વિશેષી કહ્યા છે તેનું સ્પષ્ટીકરણ પાછળ થઈ ગયું છે.

હવે પરમ વિશેષી અંશ તે સામાન્ય તથા વિશેષથી ઉપરાંત પરમ પદકૈવલ પરમાત્માની પ્રાપ્તિ કરનાર તથા કરાવનાર પરમગુરૂને કહેવાય છે. એ પ્રમાણે પ્રથમથી એટલે સૃષ્ટિની ઉપજણમાં પ્રારંભથી અંશોની ત્રિવિધ ધારા પરમાત્માએ બાંધી છે ખરી પણ તેનો ફેરફાર પરમગુરૂની મારફતે મનુષ્ય દેહથી ભક્તિ ક્રમ પ્રમાણે થઈ શકે છે. જયાં સુધી સંપૂર્ણ ગુરૂ જ્ઞાનનો યોગ ના મલે ત્યાં સુધી પોતાનું કર્મ ફળ ભોગવવા સારૂ સામાન્ય કે વિશેષ એ બે પ્રકારની ગતિમાં રહીને લક્ષ ચોરાસીના ખાતામાં ફરવું પડે છે.

અને પરમ વિશેષ જ્ઞાનનો યોગ મલવો તે કેટલાક જન્મનુ સુકૃત્ય ને કેટલાક જન્મની ભક્તિના ઉત્કૃષ્ટ ફળનો ઉદય થાય

છે ત્યારે જ પરમગુરૂથી પરમ વિશેષ ગતિનો અધિકાર મળે છે.

"प्रथम पदार्थ भावनानी आद्ये षट् भावना करवानी ग्रहण त्याग लक्षणा."

એવો અધિકાર લેવા માટે ભાવના પણ તેવી જ થવી જોઈએ. તેવી ભાવના કરવા સારૂ પ્રથમથી પદાર્થ ભાવના લાગુ છે, તેને ત્યાગ કરવીજોઈએ. જયાં સુધી પદાર્થ ભાવના રહે છે ત્યાં સુધી સ્થૂલ શરીરના કાળા, ગોરા, ફુટડા રૂપ રંગ જોવાથી નેત્ર દ્વારાયે મોહ ઉત્પન્ન કરીને રૂપ વિષયનો દોષ પ્રાપ્ત કરેછે. અને તેથી કામાગ્નિમાં તપ્યા રહે છે. વળી એટલું જ નહિ પણ અન્ય ઈંદ્રિયો અમુક પદાર્થમાં કર્ણ બંધન થઈ રહે છે. એ પ્રમાણે સર્વેદ્રિયો પદાર્થ ઉપર મોહીત થાય છે. વળી પદાર્થઉપર પ્રીતિ રાખવાથી લોભ વૃત્તિ રહે છે. માટે પદાર્થ પ્રાપ્ત કરવા સારૂ ન્યાયાન્યાય વર્તાય છે, તેમ પદાર્થનો સન્માર્ગે વ્યય કરવામાં મન સંકોચાય છે. ત્યારે સંત સાધુનું સન્માન કરવામાં મન અટકાય છે. માત્ર પદાર્થનો આગ્રહી થઈને પદાર્થ લેવા માટે જ એટલે સોના રૂપાના દાગીના કે પશુ, ઘોડા, ગાડી, ઝાડ, પૃથ્વી, વસ્ત્રાલંકાર કે હીરા માણેક, મોતી, સ્ત્રી કે ગુલામ વિગેરેનો વિક્રય કરવામાં કે પોતે રજોગુણી ભોગ ધરવામાં જ એમના તન, ધન ને દોરાનો ઉપયોગ કરે છે. એટલે પદાર્થના આગ્રહી મનુષ્યોથી ફક્ત પદાર્થ માટે જ ધનરૂપી પદાર્થ વપરાય છે. વળી પદાર્થ તે આપણી દ્રષ્ટીએ પડે તે સઘળું પદાર્થ કહેવાય છે. તો જ્ઞાની પુરૂષોએ ઉપર કહેલા સઘળા પદાર્થોનો વાપર કરવાનો પ્રસંગ આવે તો વાપર કરવો ખરો પણ તે નીતિ માર્ગે સહજ સ્વભાવે અમુક ઈન્દ્રિયોની દ્વારા એ વાપરવાં. હવે દરેક

ઈન્દ્રિને સહજ સ્વભાવે ને નીતિ માર્ગે કેવી રીતે વર્તાવવી ? તે કહીએ છીએ જે :-

### "प्रथम पदार्थ भावनामां नेत्र इन्द्रिनो विषय त्यागवानी समज"

પ્રથમ નેત્ર ઈન્દ્રિયે રૂપ વિષય વિકાર યુક્ત થઈ રહેલો છે. તેથી ઉપર કહ્યા પ્રમાણે અમુક પદાર્થને જોઈને રૂપથી મોહ પામે છે. એ ઠેકાણે પદાર્થ ભાવના ત્યાગ કરનારને કેવી સમજથી નેત્રના રૂપ વિષયને નિયમે રાખવો ? જે જે સ્ત્રીના કે પુરૂષના શરીરની આકૃતિ કરી છે, તે તો પરમાત્માના બનાવેલાં સર્વે શરીરો છે. એ શરીરને આપણે એટલે મોહ ધારણ કરનારે બનાવ્યાં નથી. તેમ તે ઉપર હક પણ નથી. જેનો હક છે તેણે એ શરીરમાં વાસ કર્યો છે. બીજું અરસપરસ આલીંગન કરવા આ શરીરની ઈન્દ્રિયોનો ધર્મ છે, તે તો શાસ્ત્ર મર્યાદા પ્રમાણે દેવ મનુષ્યની સાક્ષીથી હક લેવામાં આવે છે તે જ્ઞાનવાન સ્ત્રી પુરૂષે નીતિપૂર્વક વ્યવહાર વર્તવો. ને શાસ્ત્ર મર્યાદાનું ઉલ્લંઘન કરીને અન્ય કોઈ પણ નેત્રદ્વારાયે રૂપ વિષયથી મોહ ધારણ કરવો નહિ. મોહ છે, એ નર્કનું દ્વાર છે. અને જે વસ્તુને જોઈને મોહ ઉત્પન્ન થાય છે તે વસ્તુ નાશવાન છે, એવું અંતઃકરણથી જાણીને તેના આગ્રહી થવું નહીં. વળી દરેકના શરીર છે તે સુંદર, ફુટડાં, મોહક, રૂપ ક્રાંતીવાળાં છે. તે તો દરેકના શરીરમાં પરમાત્માનો મુકેલો આત્મારામ છે, તેમનું ચૈતન્ય અણુ અણુએ ખીલી રહ્યું માટે શરીરની જે સુંદીરતા દેખાય છે તે સર્વે ચૈતન્ય સ્વરૂપની જ શોભા છે. એનું પ્રત્યક્ષ પ્રમાણ તપાસો કે જ્યારે મનુષ્યનો દેહાંત થાય છે, ત્યાર પછી તે રૂપવાન છતાં બિહામણું લાગે છે. એનું કારણ એજ છે કે શરીર તો સદાકાળ ફળદ્રુપ છે. ને સુંદરતા તો આત્મ સ્વરૂપની જ છે.

કોની પેઠે કે —

જેમ વૈરાટનું પોલ અંધકારથી ભરેલું છે, પણ તેને સૂર્યનારાયણ પ્રકાશીને દીપ્યમાન ઉજવલ કરે છે. ને સૂર્ય અસ્ત થયા પછી રાત્રીના વખતમાં વૈરાટનું પોલ મહા ભયંકર લાગે છે. એવા દ્રષ્ટાંત સિદ્ધાન્તની પંચ મહાભૂતનાં બનેલાં શરીરો પર મોહ ઉત્પન્ન નહિ કરતાં એવા ચૈતન્યરૂપી પ્રકાશ કરનાર જે 'આત્મ અંશ' છે તે દરેકના શરીરમાં સૂર્યવત્ રહેલા છે, તે ઉપર અતિ પ્રેમ ધારણ કરીને અંતર પ્રદેશમાં રમી રહેલા આત્મ સ્વરૂપની સાથે ઐક્યતા કરવી, ને સર્વેના શરીરની શુભાશુભ આકૃતિને સામાન્ય ભાવે ગણવી કારણ કે કોય શરીર કદ્રુપ દેખાતું હોય તો પણ તેના બનાવનાર પરમાત્મા છે. અને શરીર એના સાક્ષી ને રૂચે છે. કદાપી ના રૂચતું હોય તો એવા શરીરમાં આત્મારામ આવાહન કરે ? એ શરીર આત્મારામને ગમે છે. તો તમારા નેત્રને ના ગમવાનું કારણ શું ? માટે એવી શુભાશુભ દોષ ભરેલી દ્રષ્ટીથી મુક્ત થવાય ત્યારે નેત્રનો રૂપ વિષય ત્યાગ કર્યો સમજવું. ને જ્યાંસુધી રૂપ વિષય ત્યાગ ન થાય ત્યાં સુધી દ્રષ્ટીથી ઘણા દોષો પ્રાપ્ત કરીને અંતે મહા ઘોર નર્કનું દુ:ખ ભોગવવા માટે સ્ત્રીના ભવમાં વારંવાર આવવું પડે છે. કારણ કે "જ્યાં આશા ત્યાં વાસા" વળી :-

"या मतिः सा गतिः" એ પ્રમાણે જ્ઞાની પુરૂષોએ અંતકાલનું પરિણામ ઘણું ભય ભરેલું જાણીને નેત્રના રૂપ વિષયનો ત્યાગ કરવો જોઈએ.

### "बीजुं कारण इन्द्रिनो विषय त्यागवानी समज."

હવે પછી બીજું—કારણ ઈન્દ્રિય શબ્દ વિષય રહેલો છે. તે ઈન્દ્રિદ્વારાએ જે જે શબ્દો સાંભળવાથી કામ ક્રોધ મોહ ખેદ

ઉત્પન્ન થાય તેવી, તથા શ્રૃંગાર વિહારથી વિકાર યુક્ત વૃથા વાર્તાને સાંભળવાનો હંમેશાં અભાવ રાખવો. અને જે શબ્દો સાંભળવાથી અંતરમાં જ્ઞાનાનંદ ઉપજે તેમ નીતિ માર્ગની વાર્તા સાંભળવાથી સત્યાસત્યનું ભાન આવીને અંતર વૃત્તિ જાગૃત થઈ જ્ઞાન ચોટ ગ્રહણ કરવા અંતરમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય, અને સંત ગુરૂના સહેવાસથી જ્ઞાન લક્ષણાનું જાણવા જેવું રહસ્ય સર્વે સમજાય, ને જાણ્યા પછી તે બાબતમાં સંશય રહે નહિ, એટલે પોતાના હૃદયમાં શબ્દો સાંભળવાની કે સંભળાવવાની આકાંક્ષા રહે નહિ. માત્ર શ્રી સદ્‌ગુરૂના લક્ષ બિંદુ પર રહિને બહિર વાર્તાનો અભાવ કરે ત્યારે જાણવું કે શબ્દ વિષય ત્યાગ થયો.

## "बीजो उपस्थ इन्द्रिनो स्पर्ष विषय त्यागवानी समज"

હવે પછી સ્પર્ષ વિષય ત્યાગ કરનારને - પ્રથમ તો ઉપસ્થ ઈંદ્રિને કબજે રાખવી અને વિર્ય સ્ખલિત થતાં અટકાવવું. કારણ કે વિર્ય સ્ખલિત થવાથી આપણી ભજન સમૃદ્ધિનું કેઅન્ય ભક્તિ માર્ગનું, કે પુણ્ય દાનથી કે તીર્થવ્રતથી, કે યોગ તપથી, કે દયા દાસત્વથી, ઈશ્વરતા પ્રાપ્ત થઈ હોય તો વિર્યદ્વારાએ સર્વનું તત્વ કમતી થયે જાય છે. જેમ જેમ વિર્ય સ્ખલિત થાય તેમ તેમ સર્વ કાર્યમાંથી ઈશ્વરતા જાય છે. તેવો સાચો ભય હંમેશા અંતરમાં રાખીને કામાગ્નિ શાન્ત કરવો.

વળી સ્પર્ષ વિષય સઘળા શરીરની ત્વચાને વિષે સામાન્ય રહેલો છે. તેથી સ્ત્રી પુરૂષ પ્રત્યે કે પુરૂષ સ્ત્રી પ્રત્યે આલીંગન કરવા યોગ્યાયોગ્ય વર્તે છે. તેવા બનાવથી ઉપસ્થ ઈંદ્રિ તત્કાલ બંધનકારી કર્તવ્ય કરવા તૈયાર થાય છે. તે સમયે અયોગ્ય વર્તનારને કામાગ્નિ શાન્ત કરવો ઘણો જ વિષમ થઈ પડે છે.

માટે તેવા સમયને યોગ જ્ઞાની પુરૂષે સાચવી લેવો ઉચિત છે. વળી સ્પર્ષ વિષય શરીરની ત્વચાએ રહેલો છે, તેથી સુવા માટે સારાં સારાં શોભીતા ચિત્ર વિચીત્ર રંગવાળાં ને સુવાળાં ટૂવેલ, ગોદડાં, રજૈયો, ઉસીકાં, ગાલ મસુરીયાં, ગાદી તકીયા વિગેરે હોય ત્યારે જ સ્પર્શ વિષયના આનંદીને આનંદ થાય છે ને તે પ્રમાણે ના મલે તો તેને ઘણો જ ક્લેશ થાય છે. ત્યારે સ્પર્શ વિષય ઘણું જ દુઃખ કરે છે. તે માટે જ્ઞાની પુરૂષ તો જેમ હોય તેમાં જ આનંદ માની લે, અને પોતાની ઈચ્છાયે કરી ઉપરની કહેલી વસ્તુઓ આગ્રહી થાય નહિ તો સ્પર્શ વિષય ત્યાગ કર્યો સમજવું.

"रस विषय त्यागनी समज."

હવે રસ વિષય રસનાએ રહેલો છે. તે વિષય ત્યાગ કરવાનું કહીયે છી. જે પરમાત્માએ અનંત પ્રકારના પદાર્થોમાં અનંત પ્રકારના સ્વાદ સ્થાપન કર્યા છે, તે પદાર્થમાં મેવા, મીઠાઈ, ફલ ફલાદિક અન્ન કંદ તરણ વિગેરે આ જગતના જીવને માટે જ કર્યા છે. ને તેના સ્વાદનો આનંદ રસના એટલે જીવ્હાનેજ મલે છે. ને તે ખાવા ખવરાવવાનો વ્યવહાર આખા જગતમાં ચાલી રહ્યો છે અને તેવા ખાવા ખવરાવવાના વ્યવહારમાં આખું જગત બંધાઈ રહ્યું છે. કોઈ કોઈ વખતે શરીરને ના રૂચે તેવાં પદાર્થોના આગ્રહી પણ થાય છે. વળી કેટલાક અસુર પંક્તિના જીવો બુદ્ધિને બગાડે તેવા માંસ મદિરા વિગેરે હલકા ખોરાકનો સ્વાદ કરવામાં આખી જીંદગી ગુજારે છે. પણ રસ વિષય ત્યાગ કરનાર મુમુક્ષુને તો નિયમસર વર્તવા સાવધ રહેવું જોઈયે, કે જે વસ્તુને ખાધાથી શરીરનો કે બુદ્ધિનો બિગાડ થાય તેવી વસ્તુના આગ્રહી કદાપી થવું નહિ અને શરીરને રૂચે તેવું ને

રૂચે તેટલા જ માપનું અને તે પણ નીતિ ધર્મના અધિકારનું; જે વખતે જેવો ખોરાક કાચો કે પાકો, લુખો કે સુકો, આવી મલે તેમાં જ આનંદ માની લે. વળી જીવ્હાથી અશુભકે મિથ્યા વાણીનો ત્યાગ કરી ભજનાનંદનો ટંકાર થતો હોય ત્યારે જાણવું કે જીવ્હા ઈન્દ્રિનો રસ વિષય ત્યાગ થયો તેવું સમજવું એ પ્રમાણે આહાર વિહારની સાથે શબ્દનો ને રૂપનો નિયમ સાચવીને આગળના ગંધ વિષયનો નિયમ જણાવીયે છીએ કે ગંધ વિષય નાસિકા દ્વારાએ રહ્યો છે. **"ગંધ વિષય ત્યાગવાની સમજ"** એટલે કોઈ કારણસર બહારનું વાતાવરણ જયારે અશુભ બાસનું અણચિતવ્યું આવે ત્યારે તે દુર્ગંધનો ત્યાગ થાય તેવો ઈલાજ આપણો ચાલે તેમ હોય તો તે દુરગંધને દુર કરવી પણ સારી સુગંધી લેવા આશક્ત રહીને વાસના તેમાં રાખવી નહીં. સહજ સ્વભાવે સુગંધ પદાર્થ આવી મળે તો તે સુગંધવાળી વસ્તુ પરમાત્માની ઉપજાવેલી છે તેવું જાણીને પરમાત્માની કદર કરવી કે કૈવલ પ્રભુનાં બનાવેલાં અમુક બીજકને પૃથ્વી જલનો યોગ તો સરખો છે. છતાં કૈવલ પ્રભુએ દરેકમાં પૃથક પૃથક સુગંધી કેવી મૂકી છે? આ પ્રમાણે જગતની રચના જોઈને એવા ખંતીલા પરમ ચતુર પ્રભુના ગુણ ગાવા. વળી વિશેષ બહુ પ્રકારની સુગંધ લેવા સારૂ પ્રભુએ નાસીકા તે પણ કેવી મુકી છે?

આ પ્રમાણે પરમાત્માની કરેલી સ્મૃદ્ધિને જોઈનેતથા તેનો અનુભવ કરીને એ ઉપરથી વિચાર કરવો કે આખા જગતને સારી સુગંધી જ રૂચે છે, પણ દુર્ગંધ રૂચતી નથી. તો મુમુક્ષુ જનોએ પોતાની અપવાદ ભરેલી અપકીર્તિ રૂપી વાસનાનો પ્રસાર ન કરવો એજ ગંધ વિષય ત્યાગ કર્યાનું લક્ષણ જાણવું.

આ પ્રમાણે પંચ વિકારી વિષયનો ત્યાગ કરવો, તેની સાથે ચોરીને કે પ્રપંચ કરીને કે છળ કપટથી, કે દાંભિક ક્રિયાથી ધુતીને, કે જુઠું બોલીને પારકી વસ્તુ છીનવી લેવી નહિં. એ પ્રમાણે સાર ધાર રહે ત્યારે જ્ઞાની પુરૂષનું લક્ષણ જાણવું. ને પદાર્થ ભાવના ત્યાગ કરી ત્યારે સમજવું, એવી શુદ્ધ બુદ્ધિના પુરૂષે પદાર્થ ભાવના ત્યાગ કરીને આગળની દેવ ભાવના સિદ્ધ કરવા સત્વર થવું. ને પદાર્થ પર અભાવ રાખીને વર્તવું. કારણ કે સર્વ ભાવનાને અનુક્રમે ત્યાગીને અતિ ઉત્કૃષ્ટ પરમ મોક્ષભાવના સિદ્ધ કરવી છે. માટે પ્રથમ પદાર્થ ભાવના ત્યાગ કરવાનું સવિસ્તાર લખ્યું, તે પ્રમાણે પદાર્થ ભાવના ત્યાગ કરવી.

"બીજી દેવ ભાવના ત્યાગ કરવી."

"ત્રીજી પ્રકૃતિ ભાવના ત્યાગવી."

એ ત્રણ પ્રકારની ભાવના ત્યાગ કરાય તો પછી ચતુર્થ નિરંજન ભાવનાની જાગૃતિ થાય છે.

"बीजी देब भावनानी ग्रहण त्याग लक्षणा."

હવે પ્રથમની પદાર્થ ભાવના ઉત્પન્ન થાય છે. તે ઇંદ્રિયોના વિષયોથી ને મનના મોહથી થાય છે. ભાવના ઉત્પન્ન થયા પછી બુદ્ધિ તેનો વિવેક કરે છે. ને તેને અસત્ય જાણી ત્યાગ કરે છે. ત્યારે પદાર્થ ભાવના અંતરથી છૂટે છે. હવે દેવ ભાવના વિષે કહીએ છીએ જે ત્રિગુણની આદ્યે સૂર્ય, ચંદ્ર, ઇંદ્ર, વાયુ, વરૂણ, કુબેર, ગણેશ સહીત દેવલોકની ભાવના કરવી, તેને દેવભાવના કહી છે. એ દેવભાવના છે તે પણ ઇંદ્રિયોને ઉપયોગ આવે એવા સુખની ઈચ્છાએ મનની કલ્પનાથી થાય છે. દેવભાવના ઉત્પન્ન થવાનું કારણ એજ છે કે ઉપરના કહ્યા પ્રમાણે

ચતુરદશ દેવોને વિષે સર્વ જીવોને સુખદાતા કૈવલ પરમાત્માની મુકેલી સ્મૃદ્ધિ છે. અને તે દરેક દેવોની અંદર પૃથક્ પૃથક્ સુખદાયક સ્મૃદ્ધિ મુકેલી છે. ને તે આખા જગતને એટલે અણુની ચાદ્યે સર્વ પ્રાણીઓને એ સ્મૃદ્ધિ વિના ન ચાલે તેવા અનંત ગુણવાળી છે. તેથી આપણાં કરતાં દેવલોક શક્તિવાન રહેલા છે. તે એવી રીતે કે ઈંદ્રમાં વૃષ્ટીકારક શક્તિ રહેલી છે. વળી સૂર્યમાં ઘણા ગુણવાણી ઉષ્ણ પ્રકાશની શક્તિ રહેલી છે. ચંદ્રમાં સીત પ્રકાશથી જગતને સુખ મલે છે. તેવી રીતે જુદા જુદા દેવોમાં જુદી જુદી મહા શક્તિવાન, સ્મૃદ્ધિ, ઉત્પન્ન, સ્થિતિ, ને લય કરવામાં અર્થ આવે એવા ગુણવાળી ચતુર દશ દેવામાં કૈવલ પરમાત્માએ પ્રથમથી સ્થાપન કરી છે. અને આ જગતને એ સ્મૃદ્ધિ વગર ચાલે નહિ તેવા સંબંધના કારણરૂપ આ જગતને બનાવ્યું છે.

વળી વૈરાટ બ્રહ્માંડમાં જેવી રીતે દેવ લોક રહેલા છે. તેવી રીતે આ પિંડરૂપી બ્રહ્માંડમાં તે દેવ લોકનાં અંશો રહેલા છે. માટે વૈરાટ બ્રહ્માંડના દેવોની સાથે આકર્ષણ જોડે છે. અને તે લોહચુંબકના ન્યાયે પિંડ તથા વૈરાટનો સંબંધ એકતાર થઈ રહ્યો છે. તેથી વૈરાટ બ્રહ્માંડના દેવોની સ્મૃદ્ધિ લેવાને દેવોની ભક્તિમાં ઈંદ્રિયોના દેવતાઓ લોભાય છે. વળી વૈરાટ બ્રહ્માંડના દેવ લોકોમાં પ્રકૃતિ ભાવ રહેલો છે. તેથી તે ઘણો પ્રબળ છે. ને તે કારણે કરીને આ જગતના જીવો, જે દેવની ભાવનામાં રહેલો છે તે દેવની ભક્તિમાં પ્રકૃતિ બીજનું મહાત્મ વિશેષ શક્તિવાન ગણીને અમુક જપમાં કે, અમુક દેવના અનુષ્ઠાનમાં "ऐं, ह्रीं, श्रीं, क्लि"ની આદ્યે જુદા જુદા દેવોમાં જુદાં જુદાં શક્તિ બીજ વાપરે છે. તેથી દરેક દેવો પોતાની શક્તિએ કરી પોતાના અંશને એટલે ઈન્દ્રિયોના દેવતાઓને

તત્કાલ માયીક વસ્તુ આપી ઈચ્છા પૂર્ણ કરે છે. હવે વૈરાટ બ્રહ્માંડના દેવોના અંશ દરેકના દેહમાં ઈન્દ્રસ્થાને અનુક્રમે રહેલા છે. એટલે વૈરાટ બ્રહ્માંડના દેવતાઓ તે, કરેલી ભક્તિને વશ થઈ પોતાના અંશોનું ઈચ્છિત પૂર્ણ કરવા સારૂ ભકિતનું ફળ આપીને ઇન્દ્રિઓની દ્વારાએ સંતુષ્ટ રાખે છે. એ પ્રમાણે દેવ ભાવના સિદ્ધ થાય છે. હવે ત્રીજી પ્રકૃતિ ભાવનાનું કહીયે છીએ જે –

"त्रीजी प्रकृति भावनानी ग्रहणत्यागलक्षणा."

જયારે એવું જાણવામાં આવે કે દેવ માત્રમાં શક્તિ બળવાન છે. અને શક્તિ વિના એક પાનું પણ હાલતું નથી. પ્રકૃતિ ભાવનાનો ઉદય થઈને તાંત્રીક પ્રયોગોનું અનુષ્ઠાન બાંધ્યા પછી તેમાં પૂર્ણ ભાવથી પ્રતીતિ આવે કે મારાથી જે જે શબ્દોચ્ચાર થાય છે તે સર્વે શક્તિ મારા પ્રાણવાયુમાં રહેલી છે. કે જેથી કરી બોહોતેર હજાર નાડીઓ ચાલે છે. અને એજ નાડીઓના તંત્રથી આ પિંડ બ્રહ્માંડનું હલણ ચલણ થઈ રહ્યું છે. એટલું જ નહિ પણ ૐકાર જયોતિની સાથે પોતાના એટલે પ્રકૃતિના તત્વોનો સંબંધ જોડાયેલો છે. તેથી પ્રાણાયામ દ્વારાએ ૐકાર જયોતિને અંગીકૃત થાય તેવી ઉપાસના પણ થાય છે. વળી પ્રાણવાયુથી ઉચ્ચા રાતા શબ્દો તે શબ્દ બ્રહ્મ કહેવાય છે. તે બ્રહ્મમાંથી માયિક ફલ તત્કાળ પ્રાપ્ત કરે છે, તે એવું કે આ જગતના જીવો તેમને ઈશ્વર તુલ્ય ગણે છે. એટલું સામર્થ્ય પ્રાણવાયુની અધિષ્ઠિત પ્રકૃતિમાં રહેલું છે. પ્રાણ વાયુ છે તે ૐકારની સાથે ને આ તરફમાં શરીરના તત્વોની સાથે એકાસૂત્ર રહેલો છે. તેથી આ તરફની માયિક ક્રિયા પણ બને છે. અને પ્રાણ માર્ગથી પ્રકૃતિનું ઉત્થાન થતાં સર્વ તત્વો શમ થઈ રહે છે. આ પ્રમાણે શક્તિને

પ્રાધાન્યપણે જાણે ત્યારે પ્રકૃતિ ભાવના સિદ્ધ થઈ સમજવું. પણ દેવ ભાવનાનું ને પ્રકૃતિ ભાવનાનું ફળ તો મન ઈંદ્રિ દ્વારા એ જ ભોગવાય છે. હવે વિશેષ ગતિવાન પુરૂષ હશે તે તો વિચાર કરીને તપાસી જોશે કે દેવલોકથી કે પ્રકૃતિથી પ્રાપ્ત થયેલું જે ફળ, તે તો દેવલોક સુધી મન ઈંદ્રિઓને જ પહોંચે છે. તો હું આત્મા છું. તે પરમ કૈવલ પરમાત્માનો અંશ છું. માટે મારે તો મારા સાક્ષીની સન્મુખ થવું જોઈએ અને એમના તરફથી પ્રાપ્ત થયેલું જે ફળ તેજ મારે તો કામનું છે.

અને આ તરફની માયિક વિભુતિ મારા આત્માને કોઈ પણ કામની નથી. માટે દેવ તથા પ્રકૃતિની ઉપરાંત કૈવલ પરમાત્માની ઉપજણમાં પ્રથમ ઉપજણ નિરંજન પુરૂષની છે. એ નિરંજન પુરૂષની ભાવના કરીને તથા તેનો સર્વે વિવેક સમજી લઈને પુનઃ હું કૈવલ પરમાત્માની પરમ મોક્ષ ભાવના સિદ્ધ કરીને અજરામર સુખનો સોહાગી થવા આશક્ત રહેવું, એજ મારો ખરો ધર્મ છે માટે દેવ ભાવનાનો તથા પ્રકૃતિ ભાવનાનો વિવેક સમજી લઈને તે ઉપરાંત આદ્ય પુરૂષની ભાવના કરૂં છું –

## "चोथी आदि पुरुषनी भावनानुं ग्रहण त्याग लक्षण."

હવે આદિ પુરૂષ છે તેમને વેદમાં નિરંજન, જ્યોતિ નારાયણ, શીવસ્વરૂપ મહા વિષ્ણુ, ઈશ્વર, ને વળી હંમેશની આદ્યે સહસ્ર નામી કહેલા છે. (અને સર્વે જ્ઞાની, ધ્યાની, યોગી, યતિ, સંન્યાસી વિગેરેનું ઉપાસ્ય પદ તો એજ છે અને આ બ્રહ્માંડમાં અનંત ઈંડની અનેક શાખાએ અનંત પિંડોના બીજકવત્ ૐકાર સ્વરૂપ છે. અને એ બ્રહ્મમય હિરણ્ય ગર્ભવાળો અમૃતનો ભંડાર છે. પ્રકૃતિ એનું મૂળ છે.) એ પ્રણવ

કલ્પતરૂનો ઉદય થતાં મન ગુણાદિ સર્વે દેવતાઓ સહિત અનંત શાખાએ અનંત ઇંડ પિંડના વિસ્તારવાળું આ વિશ્વ તે ૐકાર રૂપી બીજકના અંકુરમાંથી નીકળ્યું છે. વળી તે સઘળાનો કલ્પાંતે એટલે પ્રાકૃત પ્રલયકાળના વખતે વિસ્તાર પામેલા વિશ્વનો લય થાય છે. ત્યારે નિરંજન જ્યોતિમાં આખા વિશ્વનાં તત્વો પ્રાદુર્ભાવ કરી શમી જાય છે. તે સમયે ૐકાર ધ્વનિરૂપી શબ્દાકાશ એકલું જ તત્વ શેષ રહે છે. બાકીનાં પૃથ્વીની આદ્યે ચાર તત્વોનું રૂપાન્તર અવકાશમાં થાય છે. અને ઉપજણમાં ફક્ત નિરંજન જ્યોતિ એકલા જ આકાશ તત્વના પરમ કારણ દેહના સાક્ષી કાયમ રહે છે. ને પોતાના મહત્ પ્રણવથી પ્રાણ પ્રકૃતિ સહિત સમેટેલી સૃષ્ટીનાં અંકુર પોતાનામાં શમ દમ થઈ રહે છે.

એજ પ્રમાણે પરમ કૈવલ પ્રભુએ સૃષ્ટી રચવાના પ્રારંભમાં શુદ્ધ સંકલ્પથી પ્રથમ સામાન્યમય અનંત બ્રહ્માંડના બીજકરૂપ ૐકારમાં સોહામ્ તાર વડે પોતાનો અંશ સ્થાપન કરીને સામાન્ય ચૈતન્યમય ૐકારને વિશેષ ચૈતન્યવાનકર્યો, એટલે અખંડ જ્યોતિરૂપ નિરંજનનો પ્રણવ ધ્વનિ ચાલવા લાગ્યો. એ ધ્વનિમાં એવા ગુણ રહેલા છે કે પુરક પ્રભાવથી વિશ્વનો વિસ્તાર થાય છે, ને સમેટે ત્યારે વિસ્તાર પામેલા વિશ્વનો પ્રકૃતિ સહિત તત્વોનો સમાસ પાછો પોતાનામાં થઈ જાય છે. એવી રીતે વિશ્વ ઉપજે-ખપે છે. તેને પ્રાકૃત પ્રલય કહેવાય છે.

હવે આ ૐકાર જ્યોતિ નારાયણ તે સર્વ ઉપજણમાં આકાશ તત્વના પરમ કારણ દેહના સાક્ષી આદ્ય છે. ને પોતે પુરૂષલીંગ છે. ત્યાર પછી સોહમ્ ધ્વનિનો રેચક પ્રાણ ચાલ્યો એટલે વાયુ તત્વથી પ્રકૃતિ ઘાટ થયો. એ પુરૂષની પ્રેરણાએ પ્રકૃતિના યોગ

કરી ત્રણ ગુણને ગુણની માયા થઈ. ત્યાર પછી ત્રીગુણાત્મક માયાવડે લક્ષ ચોરાસીમાં અનંત ઘાટોની પુરૂષ પ્રકૃતિવાળી ઉભયે ધારા ચાલી જાય છે.

હવે જેવા નિયમથી સૃષ્ટીની ધારા ઉત્પન્ન થએ જાય છે, તેવા નિયમના અનુક્રમે નિત્ય નૈમીતિક પ્રલય થઈને પ્રાકૃત પ્રલયના સમયે પાછી નિરંજન પુરૂષમાં લીન પામે છે. તે આત્યાંતીક પ્રલય કાલે કૈવલ પરમાત્મા પોતાનો સ્ફુરાયમાન થયેલો સંકલ્પ પાછો સમેટે ત્યારે નિરંજન જ્યોતિ સહિતનો સમાસ તે સોહમ્ તારેચઢીને કૈવલ પદમાં થઈ જાય છે. ત્યારે કૈવલ પરમાત્મા મહદ્ શૂન્યને વિષે સંકલ્પ સમેટીને પોતે સકૃત પતિ કાયમ રહે છે. ને નિરંજન પુરૂષના તથા પ્રકૃતિના તથા ત્રિગુણાત્મક દેવોની આદ્યે ઇંડપિંડમાં આવેલા સર્વે અંશોના સાક્ષી કૈવલ પરમાત્મા છે, અને અંશો માત્રનું મૂળ સ્થાન એ જ છે. અને હું એ જ પરમાત્માનો અંશ છું. અને એમના સિવાય મારા સાક્ષી અન્ય કોઈ પણ નથી. માટે મારા સ્વરૂપની આત્મભાવના કરવી, અને મારા સ્વરૂપનું યથાર્થ જણાય ત્યારે આત્મભાવના સિદ્ધ થઈ સમજવું.

## "पंचमु आत्मभावनानु लक्षण."

માટે મારો આત્મઅંશ સર્વ તત્વોથી ભિન્ન છતાં મારા વ્યાપક ચૈતન્યને જડ તત્વનો યોગ મળેલો છે, તે જડથી ચૈતન્યને પૃથક કરવા માટે સદ્ગુરૂની જ્ઞાનકળાયે અંશ ગતિમય બનીને મારા ચૈતન્યથી જડને ન્યારૂં કરૂં.

જેમ પયને પાણીનો યોગ મળ્યો હોય તોતેને હંસ ન્યારૂ કરે છે. તેમ હંસગતિ વડે જડથી ચૈતન્યનો યોગ વિખુટો પાડું ત્યારે અંશભાવના સિદ્ધ થઈ સમજવી.

## "अहं ब्रह्मवाळानुं समजवुं."

હવે જેને અંશ ભાવના થાય છે. તેને જ અંશીપદ પરમાત્મામાં ભળવાની પરમમોક્ષ ભાવના થાય છે. પરમમોક્ષ ભાવના થઈ એટલે સર્વ, ભાવના સિદ્ધ થઈ એમ સમજવું. ત્યાર પછી એને કંઈ પણ કરવાનું શેષ રહ્યું નહિ.અને જે "अहंब्रह्म" એવી ભાવનામાં રહેલા છે તેમને કૈવલ પરમાત્માનું પરમપદ કયારેય પ્રાપ્ત થવાનું નથી.કેમ જે તેવા સિદ્ધાન્તિ તો કર્તાપદના વિરોધી થાય છે. અને પોતે માને છે કે હું બ્રહ્મસ્વરૂપ છું. નિર્ગુણ, નિરાકાર, નિર્સત્વ, નિર્વિકલ્પ છું અને હું સઘળે સભર વ્યાપક સદાકાળ અદ્વૈત રહેલો છું. અને આ જગત તે સ્વાભાવિકપણે આપોઆપ થયે જાય છે. જેમ સમુદ્રમાં ભરતી આવે ત્યારે અણચીંતવ્યા તરંગ, મોજા, ફીણ, ફોદા ઉદ્‌ભવે છે. તેમ સમુદ્રમય હું સઘળે વ્યાપક છું. અને આ જગત તે ભરતીરૂપી મારી લેહેરી છે. તે લહેરીમાં અનંત ઘાટો બને છે. તેનો હું સદા સર્વદા સાક્ષી છું. અદ્વૈત છું.અકર્તા સક્રિય છું. નિરંતર નિર્વિકલ્પ છું. એ પ્રમાણે અહં બ્રહ્માસ્મિવાળા સિદ્ધાન્તિનું સમજવું થાય છે.

## कैवल कर्ताना अंशजननी शंकानो विस्तार

એ સંબંધમાં પરમ કૈવલ પરમાત્માના અંશ જન શંકા કરે છે કે જ્યારે બ્રહ્મ છે તે સમુદ્રનાં દ્રષ્ટાંતે છે ને જગત છે તે પોતાની લેહેરી છે. એવા દ્રષ્ટાંતે અહંબ્રહ્મ સિદ્ધ કરો છો તો સમુદ્રની લહેરીમાં તંરગ મોજા ઉઠે છે એ કંઈ નિયમબંધી રચના નથી. કારણ કે એ કાર્ય અણચિંતવ્યું છે. તેનો નિયમ પણ હોય જ નહિ. પણ આ બ્રહ્માંડની રચના છે તે તો સદાકાળ નિયમને વશ થઈ રહેલી છે. જુઓ એ નિયમ વિનાની હોય

તો લક્ષ ચોરાસીની ગણના વેદમાં આદ્યથી કરેલી છે. તે લક્ષ ચોરાસીની ગણના આદ્યથી તે અંત સુધી કાયમ કેમ રહે? વળી ષટ્ ઋતુનું પ્રમાણ તે દ્રષ્ટા વિના કોણ બાંધે ? ને બાંધનાર ન હોય તો નિયમે કોણ રાખે ? માટે નિર્મળ બુદ્ધિથી વૈરાટ બ્રહ્માંડમાં ચતુરદશ દેવોની રચના, તથા પિંડ બ્રહ્માંડમાં સર્વેન્દ્રિયોની રચના, ને શરીરના અવયવોની ગોઠવણ તપાસીએ તો કર્તા સિદ્ધાંત સિદ્ધ કરવું જ પડશે. કારણ કે ચૌદે દેવોની ઉત્પત્તિ જોતાં ફક્ત પાંચ તત્વોથી જ સૌનો બનાવ છે. તે કરવામાં કર્તાએ આશ્ચર્ય ભર્યું એવું કર્યું છેકે એકની રિદ્ધિ સિદ્ધિ બીજામાં નહિ ને બીજા દેવની રિદ્ધિ ત્રીજામાં નહિ. વળી દેખાવ સાથે આકૃતિ પણ જુદી જુદી , તે પણ આ જગતને જોઈયે તેવી ને તેટલી પરિપૂર્ણ અનુકુળતાવાળી. વળી સ્થૂલ સૂક્ષ્માદિ દેહો તથા ઈન્દ્રિયો, ને ઈન્દ્રિયોના દેવતાઓ, ને ઈન્દ્રિયોના ઈશક, એ સર્વે એકના જેવું બીજું નહિ. અને તે સર્વેમાં ગુણ, લક્ષણ, રૂપ, રંગ, સ્વાદ, પ્રવાહિક કે કઠિણતા, મૃદુ, એ સર્વેના ચિન્હ પૃથક પૃથક્ છે ને તત્ત્વો તો સર્વમાં પાંચ જ છે.

તે પાંચ તત્વોના જ રોમ, રગો, માંસ અસ્થિ, લોહી, ત્વચા, એ સઘળું ભિન્ન ભિન્ન હોય છે. વળી એ જ તત્વોથી વિહંગ, પશુ, જંગમ જંતુ ને સ્થાવર સહિતની શાખા પત્ર, પુલ, ફળ, રસ, કંદ, સ્વાદ, રંગ એ સર્વેમાં સામાન્ય તત્વો છતાં યથા અનુકૂળ પ્રમાણે સ્થલચર, જળચર પ્રાણીઓનો ખોરાક, ને ખોરાકને ખાઈ શકે તેવું શરિરાદિક સાધન રહિત હિરણ્ય ગર્ભવાળી નિયમને વશ રહેલી અખંડ ધારા બાંધી છે.તેવી લક્ષ ચોરાસીની રચનાનો વિસ્તાર હંમશા થયા જાય છે. પણ દરેકના ઘાટનો ઠાઠ બદલાતો નથી. પ્રથમના નિયમ પ્રમાણે

બિબે બિબુ ચાલ્યું જાય છે.

આ પ્રમાણે તમામ ગોઠવણના કર્તા, પરમ વિવેકી સાક્ષી ના હોય તો સમુદ્રના સિદ્ધાન્ત જેવા નિર્વિકલ્પ બ્રહ્મથી સર્વે બનાવ કલ્પ પર્યંત જત મત રહે નહિ. તેમ છતાં અહં બ્રહ્માસ્મિ મતવાળાઓએ સમુદ્રની લેહેરીમય સર્વ જગત ગણ્યું છે, એ સિદ્ધાન્ત એક પ્રકારે સત્ય છે. તે એવી રીતે કે –

**"ब्रह्म सिद्धान्त एक प्रकारे सत्य छे, पण ते केवी रीते ?"**

બ્રહ્મ છે તે નિર્ગુણ ને નિર્વિકલ્પ છે. પણ એ બ્રહ્મને વિષે માયાનું અંકુર રહેલું છે. કોની પેઠે કે - જેમ દિપકમાં ધુમ્ર અને કાજળ રહેલાં છે. તે દિપકને પ્રકટે ત્યારે સ્વાભાવિક રીતે ધુમ્ર અને કાજળ નિકળ્યાં જાય છે. તેમ પરમ કૈવલ પરમાત્માનો સંકલ્પ થાય ત્યારે બ્રહ્મની લેહેરીના દૃષ્ટાંતે નિગુણ બ્રહ્માથી સગુણ તત્વો બનીને તેના લક્ષ ચોરાસી પ્રકારના ઘાટો બનેછે. કારણ કે કૈવલ પરમાત્માએ સૃષ્ટી ઉપજણનો સંકલ્પ કર્યો ત્યારે પ્રથમ મહદ્ શૂન્યમાં પોતાની સજાણ વૃત્તિરૂપી બ્રહ્મનું સ્થાપન કર્યું. એટલે સઘળું શૂન્ય હતું તે બ્રહ્મગતિથી સચેત રહ્યું.

હવે બ્રહ્મગતિથી સચેત થએલા શૂન્યમાં સુક્ષ્મ પંચ તત્વનાં અંકુર પંચમાત્રીકામાં બીજકરૂપ ઉદયે થયાં. અને સુક્ષ્મ પંચ તત્વ માત્રીકાના યોગે કરી મહદ્ શૂન્ય હતું. તે મહદાકાશ થયું. તે એવી રીતે કે શબ્દ માત્રીકાથી શબ્દાકાશ થયું. તે સ્પર્શ માત્રીકાથી વાયુ થયો ને રૂપ માત્રીકાથી અગ્નિ તત્ત્વ થયું ને રસમાત્રીકાલથી જલ તત્વ થયું. વળી ગંધ માત્રિકાથી પૃથ્વી તત્વ થયું. એ પ્રમાણે પ્રથમ તો શૂન્ય હતુ, તેમાં કૈવલ પરમાત્માની સજાણ વૃત્તિરૂપી બ્રહ્મનો ઉદયે થતાં તે બ્રહ્મથી

પંચ સૂક્ષ્મ તત્વ માત્રીકાનો ઉદ્‌ભવ થયો. ત્યાર પછી એ માત્રીકાથી પંચ તત્વો સ્પુરાયમાન થયાં અને પંચ સૂક્ષ્મ તત્ત્વ માત્રીકા છે તે સદાકાલ કલ્પભર બીજકરૂપે કાયમ રહે છે અને સુક્ષ્મ તત્વથી પંચ મહાભૂતનો વિસ્તાર થાય છે. અને એ વિસ્તાર પામેલાં પંચ મહાભૂત તે પાછાં સૂક્ષ્મ તત્વમાં શમી જાય છે. એ પ્રમાણે ઉદયે અસ્ત થયા જાય છે.

તેનું પ્રત્યક્ષ પ્રમાણ જુઓ કે - ગગનમાં જેમ વાદળ, ગર્જના, વિદ્યુત ને વરસાદ થાય છે. એ સર્વે સૂક્ષ્મ તત્વ માત્રીકાથી વિશેષ વૃદ્ધિ પામે છે. ને પાછાં ઉદયસ્થાનના તત્વમાં મહદ્ તત્વ શમી જાય છે.

વળી બીજું-રાત્રીએ વાદળ હોય નહિ, ને ઠાર અથવા તોશાર = ઝાકળ પડીને કપડાં તથા ઘાસ વિગેરે ભીજવે છે. તે સૂક્ષ્મ જલ તત્વનું ઝરણ ઝમીને તોશાર (ઠાર) પડે છે. એ પંચ સુક્ષ્મ તત્વોમાં પરમાત્માએ ન્યુનાધિક થવા માટે પ્રથમથી એવો ગુણો મૂકયા છે, તે ગુણ પ્રકૃતિના યોગે કરીને અનંત પ્રકારના ઘાટો કુદરતથી બને છે.

એ ઘાટને ઉદય થવાનો નિયમ એવી રીતે છે કે પ્રથમ આકાશ તત્વથી નિરંજન પુરૂષનો પરમ કારણ દેહ બંધાય છે. એ પરમ કારણમાં સર્વ કારણોનું અંકુર શમ દમ ભાવે રહેલું છે. અને એ સામાન્ય ચૈતન્યને લઈને રહેલું છે. તે જેમ વડના બીજકમાં પ્રથમથી સર્વ શાખાઓ તથા પત્ર, ફુલ, ફળ, બીજક ને વડવૈયો વિગેરે સર્વ રચનાની ગોઠવણ તે એવી રીતે કે એક એક બીજકમાં કલ્પભરના પરિવારનું હરિણ્ય ગર્ભ સહિતની સામાન્ય ચૈતન્યવાળી પરમાત્માએ કરી છે. તેને પાણી અને પૃથ્વીનો યોગ મલે ત્યારે ઉદય પામે છે.

## "पुरुषना विर्य बिंदुथी तैयार थएला शरीरमां अंशने प्रेरवा परमात्मानी गोठवण"

વળી બીજું – પુરૂષના વિર્ય બિંદુમાં સર્વ અવયવોનું અંકુર શમ દમ સામાન્ય ચેતન્યવાળું હોય છે. તે સામાન્ય ચૈતન્યવાળા વિર્યમાં માતાના રજસ્પર્શ દ્વારા એ માતાના વિશેષ ચૈતન્યના યોગે કરીને સામાન્ય ચૈતન્યમાં વૃદ્ધિ થાય છે. અને વિર્ય બિંદુમાં અવયવો સમગ્ર એકઠા રહેલા તે પરમાત્માની કુદરત દ્વારાએ છુટા પડીને નખ શિખા પર્યંતું શરીર તૈયાર થાય છે. ત્યારે પરમાત્મા પોતાની ષટ્ વૃત્તિ મધ્યેની અંશ પ્રેરક વૃત્તિએ પોતાના અંશને માંહે સ્થાપન કરે છે. હવે પરમ કારણ દેહની આદ્ય સર્વ દેહોને સચેત કરવા એ દેહને વિશે પરમાત્મા પોતાના અંશને કેવી રીતે સ્થાપન કરે છે ? તે કહીએ છીએ કે - સ્થૂલ શરીરમાં પ્રથમથી પરમાત્માએ સર્વ પ્રકારની રિદ્ધિ સિદ્ધિ પુરેલી હોય છે. તેથી તે સ્થૂલના સાક્ષી આત્મારામને વાપરવા સુગમ પડે છે. તે એવી રીતે કે પુત્રને જુદો ગ્રહસ્થાશ્રમ મંડાવવા સારૂ પિતાને સંકલ્પ થાય ત્યારે પ્રથમ તો પિતાને ઘર બનાવવું પડે છે. તે ઘર બનાવવા સારૂ જોઈતું સાહિત્ય તૈયાર કરવું પડે છે અને તે હેતુ પૂર્ણ કરવાને પોતાની ખટ વૃત્તિનો ઉપયોગ કરવો જોઈએ છીએ.

## "कर्तानी षट वृत्तिनो अनुक्रम."

હવે ષટ વૃત્તિનો અનુક્રમ જણાવીએ છીએ કે પ્રથમ ઘર બનાવવા સંબંધી સંકલ્પ થાય તેને ઈચ્છા વૃત્તિ કહીયે. બીજી પ્રકાશ બ્રહ્મ વૃત્તિ તે માત્ર એકલા નિર્વિન્ત મહ્દ શૂન્ય છતાં તેના વિષે પંચ સુક્ષ્મ તથા પંચ મહદ્ તત્વોની સ્મૃદ્ધિ ઉત્પન્ન કરવા સારૂ સઘળા શૂન્યમાં પોતાના મહાન સામર્થ્યવાળી સજાણ

વૃત્તિરૂપી બ્રહ્મ ગતિ ભરીને આખા શૂન્યને ચૈતન્યમય જાગૃત કરવું તેને પ્રકાશ બ્રહ્મવૃત્તિ કહીએ.

ત્રીજી ક્રિયા વૃત્તિ તે - પંચ મહાભૂતની આદ્યે પચીસ પ્રકૃતિનો ઉદ્ભવ કરવો, તે પરમાત્માની ક્રિયા વૃત્તિ જાણવી.

ચતુર્થિ સંયમ વૃત્તિ તે - પંચ મહાભૂતાદિ પચીસ પ્રકૃતિનો યથા અનુકુલ પ્રમાણે એક બીજાની સાથે ઉલટ સુલટ યોગાનયોગ મેળવવો તે કર્તાની સંયમ વૃત્તિ કહેવાય.

હવે પછી પંચમી ભોગ વૃત્તિ તે - ઉપરની તત્વ પ્રકૃતિના અરસ્પરસ યોગ સંયોગે કરીને ક્ષુધા તૃષાની આદ્યે વિષયાનંદના ઈશક સ્વરૂપી સર્વ પ્રકારના વૈભોગ જે વિવેકસર સ્થાપવા તે કર્તાની ભોગ વૃત્તિ કહેવાય.

હવે પછી છઠ્ઠી અંશ પ્રેરક વૃત્તિ તે ઉપર પ્રમાણે સમગ્ર વૈરાટ બ્રહ્માંડના પેટામાં તૈયાર થયેલા દેહરૂપી ભૂવનમાં દેહના તત્વોથી ભિન્ન, પિંડ તથા બ્રહ્માંડનાં સર્વ તત્વોની સજાણ ગતિના તથા દેહ ભૂવનનાં સકલ તત્વોને સચેત કરતા ચૈતન્ય પ્રકાશક અજરામર અંશને પ્રેરવો તે છઠ્ઠી અંશ પ્રેરક વૃત્તિ કહેવાય.

## "સ્થૂલ મંદિરમાં અંશને જોઈતી સામગ્રી."

ઉપર પ્રમાણે ખટ વૃત્તિથી પિતા સ્વરૂપી કૈવલ પરમાત્મા તે વૈરાટ બ્રહ્માંડને વિષે વિવિધ પ્રકારના વૈભોગવાળા તથા દિવ્ય સંપત્તિ યુક્ત પિંડ ભૂવનમાં અંશ સ્વરૂપી પુત્રને જૂદો પ્રેરે છે. અંશનું આવાહન થયું તે સમયે ૐકાર રૂપી જ્યોત પ્રકટીને આખા શરીરમાં એટલે અણુઅણુમાં ચૈતન્યરૂપી પ્રકાશ થાય છે. વળી ઓમ્ સોહમ્‌ના ધ્વનિવાળો ઉલટ સુલટ ગતિવાળો પંખો પવન નાખે છે. વળી વૈરાટ બ્રહ્માંડના ચતુર્દશ દેવોના

અંશોને પિંડ બ્રહ્માડમાં પૃથક્ પૃથક્ અમુક સ્થાને રાખીને કૈવલ કર્તાના અંશની સેવા કરવા મૂકયા છે. તે સર્વે એક બીજાની દ્વારા એ સર્વોપરિ સામ્રાજ્ય કૈવલ કર્તાના અંશની સેવા કર્યાં કરે છે. એ પ્રમાણે સર્વને અનુકૂલ આવે એવી યોજનાથી સકલ સાહિત્ય જે મન, ગુણ, ઈંદ્રિ, ઈશક, અક્કલ, આરત, સુરતા, જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, દયા, દીનતા ક્ષમા, ધૈર્યતા, શાન્તિ, સંતોષ, વિવેક, વિચાર, હર્ષ, શોક, ક્ષુધા, તૃષા, લોભ, મદ, મોહ, મત્સર, કામ, ક્રોધ, ને ખટ ઉરમી વિગેરે અન્નમયાદિક સર્વ કૌશના શોષ મટે તથા જાગૃત સ્વપ્ન, સુષુપ્તિ, તુર્યાને ઉનમુની અવસ્થાનું ભાન એવી પ્રકારની સામગ્રીવાળું તથા મોક્ષેચ્છુને દિવ્ય સંપત્તિવાળું સાહિત્ય પુરીને આ સ્થૂલાદિ મંદિરમાં કૈવલ કર્તા પોતાના અંશને પ્રવેશ કરાવે છે. એ સ્થૂલ મંદિરને વિષે પાંચ માળ છે, તે કહીએ છીએ.

## "સ્થૂલ મંદિરના પાંચ માળનું વર્ણન."

"પ્રથમ સ્થૂલ, બીજો સુક્ષ્મ, ત્રીજો કારણ, ચોથો મહાકારણ, પાંચમો પરમ કારણ, એ પાંચ માળ છે. દરેક માળમાં વસનાર મુખ્ય સ્થૂલ મંદિરનો વહીવટ કરનાર પોતપોતાના સ્થાનમાં વસીને સ્થૂલ મંદિરનાં સાક્ષી કૈવલ અંશના ચૈતરરૂપી-તારથી એકતંત્ર વડે શરીરનું કાર્ય બજાવે છે. હવે ઉપર પાંચ માળની સંજ્ઞા લખી છે, તેનાં મૂળતત્વ કારણનું તથા દરેક સ્થાને વસનારની સમજ સંજ્ઞા લખીએ છીએ."

કે સ્થૂલ સુક્ષ્મની આદ્યે પાંચ દેહને પાંચ માળ કહેલા છે, તેમાં પૃથ્વી-તત્વના મૂલ કારણનું સ્થૂલ શરીર છે.

બીજું સૂક્ષ્મ તે, જળતત્વના મૂળ કારણની દશ ઈંદ્રિયો છે.

ત્રીજું કારણ તે, અગ્નિ-તત્ત્વના મૂળ કારણરૂપ-ત્રણગુણ

છે.

ચોથો મહાકારણ તે, વાયુ-તત્ત્વના મૂળ કારણથી સુક્ષ્મ મહદ્ પ્રાણવાયુ છે.

પાંચમો પરમકારણ તે, આકાશ તત્ત્વના મૂળ કારણનો રંધ્રસ્થાને શમ્-દમ્ રહેલો ૐકાર છે.

"स्थूळ मंदिरनां पांच माळमां वसनारनां नाम."

હવે દરેક સ્થાનના સાક્ષી કહીએ છીએ જે સ્થૂલનો સાક્ષી વ્યાપક ચૈતન્ય જીવ છે, ને ઇંદ્રિયોના સાક્ષી વૈરાટ બ્રહ્માંડમાં રહેલા દેવલોકના અંશ છે; અને ગુણના સાક્ષી બ્રહ્મા-વિષ્ણુ ને રૂદ્ર છે.

સુક્ષ્મ મહદ્ પ્રાણવાયુનો સાક્ષી આદ્ય શક્તિ છે. ને ૐકારના સાક્ષી નિરંજન જ્યોતિ છે.

એ પ્રમાણે સકળ સ્થળે રહેલા દેવલોકના અંશને તથા સમસ્ત તત્ત્વોને સચેત કરનાર કૈવલ પરમાત્માનો અંશ છે. હવે જ્યાં સુધી કૈવલ કર્તાના અંશની ૐકારવૃત્તિ અંતઃકરણને લાગુ છે, ત્યાંસુધી સર્વ શરીર તથા દેવલોકના અંશ સચેત રહે છે, ને કૈવલ કર્તાનો અંશ પોતાની વૃત્તિ ઉલટાવે; ત્યારે મન ગુણાદિ સર્વ તત્ત્વનો સાક્ષી તે અસાક્ષી થાય છે. જે વખતે આત્મ-અંશનું ઉત્થાન થયું; એટલે, આત્મ-અંશથી સચેત થયેલા સર્વ તત્ત્વનો નાશ થાય છે. હવે કૈવલ કર્તાનો આત્મ-અંશ તે, આ પિંડની, તથા વૈરાટની મધ્યે રહીને સર્વ શરીરના સાક્ષી થાય છે; તેમ પરમાત્માની સાથે ઓતપ્રોત પણ રહે છે, અને એ અંશ છે, તે કૈવલ પરમાત્મામાંથી જ્યારે આ સ્થૂલની આદ્યે નિરંજનના પરમકારણ દેહ પર્યંતમાં બિરાજે છે, ત્યારે એ કેવીરીતે ને કેવા સ્વરૂપે આગમન કરે છે ? એ શંકાનો મર્મ

સામાન્ય બુદ્ધિએ સમજાય તેમ નથી; તેવી શંકાનું સમાધાન તો શ્રીમંત્ કરૂણાસાગર ભગવાને પોતાના ઘણાક ગ્રંથોમાં અસંખ્ય દૃષ્ટાંતોથી, સિદ્ધાન્ત સમજાવીને જીજ્ઞાસુજનની શંકાનું સમાધાન કર્યું છે. તે મધ્યેના એક દૃષ્ટાંતે અહીંઆ સર્વ વિધિ સમજાય, તે પ્રમાણે દૃષ્ટાંત લખ્યું છે. તે અંતર પ્રદેશના વિવેકી હશે; તો તેમને આ દૃષ્ટાંત પરથી સિદ્ધાન્ત સમજાશે.

## "स्थूल शरीरमां परमात्मानो अंश केवीरीते आवे छे ? ते सिद्ध करवा सूर्यथी अग्निनु द्दष्टांत"

જેમ આકાશને વિષે મહા અગ્નિના ભંડારરૂપ-સ્થાઈત રહેલો સૂર્ય છે. એ સૂર્યથી આપણે અગ્નિ નીચે પ્રકાશ કરવો હોય તો; અગ્નિ તત્કાળ પ્રવેશ કરે તેવું ઘાસ, રૂ કે કપડું તૈયાર મૂકીએ છીએ; ને તેની ઉપર સૂર્યના કિરણોને એકઠા કરી, તે કિરણોના સમૂહને આકર્ષણ કરે તેવો કાચ ધરીએ છીએ; એટલે મધ્યાનકાળના સૂર્યના કિરણો દ્વારાએ સૂર્યનો અંશ એટલે, અગ્નિ ઉતરીને નીચેના મૂકેલા ઘાસ, રૂ કે કપડામાં પ્રવેશ કરે છે.

હવે સૂર્યથી ઉત્પન્ન થયેલો અગ્નિ નીચે ઉતર્યો ખરો; પણ તે કોઈના દેખાવામાં આવતો નથી; તેમ તેનું રૂપ, રંગ, રેખા, ગોળ કે ત્રિકોણાદિ આકારના તરફનું કંઈ જણાતું નથી; અને એ જ્યારે ઘાસમાં પ્રવેશ કરે છે; ત્યારપછી એના રંગનું વર્ણન સર્વકોઈ કરે છે કે, અગ્નિ તો રક્ત છે. એ લાલ રંગનું વર્ણન તે ઘાસના યોગે કરીને થાય છે. તેવી રીતે પરમકારણ દેહના અધિષ્ઠાતા નિરંજન છે, ને નિરંજનનું ધ્યાન ધરનારા યોગીપુરુષો જ્યોતિ સ્વરૂપનું દર્શન કરે છે. તેને પરમપ્રકાશ કહે છે; અને જ્યોત-દર્શન થયું; એટલે ભક્તિ-ક્રિયાનું સાધન

સર્વોત્તમ સિદ્ધ થયું માને છે.

હવે જે જ્યોતિનું દર્શન થાય છે, તે તો, આકાશ તત્ત્વમાં શેષતત્ત્વની શુદ્ધ માત્રીકાઓ રહેલી છે. તે તત્ત્વો આત્મરૂપી અર્કના ચેતનત્વભાસને આકર્ષણ કરી પોતે પ્રકાશમય થાય છે. એ પ્રકાશથી અંશ સ્વરૂપ ન્યારૂ છે કેમ કે, શુદ્ધ અગ્નિનું સ્વરૂપ રક્ત કે જોવા જેવું હોય તો; અગ્નિને આવતી વખતે દ્રશ્ય થવું જોઈએ; ને એનો ગુણ ઉષ્ણ હોય તો; મધ્યે રહેલો કાચ અગ્નિના તાપે તપીને તુરંત ફાટી જાય; પણ તેમ તો બન્યું નહિ. માટે નીચે આકર્ષણ કરનાર પદાર્થના યોગે કરીને જોવા જેવો, તથા ઉષ્ણ કહી શકાય તેવો, અરૂપનો રૂપમય થયો છે, પણ એ અગ્નિ પદાર્થમાં પ્રવેશ કરતાં પહેલાં ઉષ્ણ કે રક્ત હતો નહિ, તેવી રીતે આત્મઅંશનું સ્વરૂપ જોવા જેવું જ્યોતરૂપે છે નહિ; તેવી રીતે નિરંજનના પરમકારણ દેહમાં આવેલો તે કૈવલ પરમાત્માનો અંશ છે, તે કૈવલ કર્તાની પ્રેરકવૃત્તિરૂપી-કિરણદ્વારાએ ओम् "सोहम्"ની મધ્યે રહેલી કૈવલ કર્તાની પ્રકાશ બ્રહ્મવૃત્તિથી સામાન્ય ચૈતન્યમય કાચના આકર્ષણે આકાશ-તત્ત્વમય બીજકરૂપી ઘાસમાં કર્તાનો અંશ પ્રવેશ કરે છે; ત્યારે જ્યોતરૂપે પ્રકાશ દેખાય છે; પણ તે સર્વ તત્ત્વોથી બાહ્ય રહીને નિરંજનના પરમકારણ દેહને પ્રકાશે છે.

કેવી રીતે કે – જેમ સૂર્ય છે તે અપ્રકાશક ચંદ્રને પ્રકાશે છે, તેમ કૈવલ કર્તાનો અંશ નિરંજનને પ્રકાશે છે. નિરંજનનો ચિદાભાસ અંતઃકરણમાં પડવાથી સર્વેન્દ્રિયો તથા સર્વ તત્ત્વો જાગૃત થાય છે, અને એ જ પ્રમાણે નિયમસર જતમતપણે રહીને ઉત્પન્ન સ્થિતિને લય થવા જાય છે.

"अहं ब्रह्मास्मिवाळाओनुं समजवुं."

હવે વિચાર કરો કે, બ્રહ્મભાવનાએ અંતર પ્રદેશે ઉતર્યા; એટલે બ્રાહ્યવૃત્તિને સંકેલી પોતાના એટલે આપના આપ સ્વરૂપ ઉપર ઠરાવીને સ્થિર કરવી પડે છે; અને હું હરિનો અંશ છું; એવો ભાગ ત્યાગ કરીને અંશના વ્યાપક ચૈતન્ય બ્રહ્મપ્રકાશનો દૃષ્ટા છતાં પ્રકાશરૂપ પોતે થઈને ચૈતન્ય બ્રહ્મપ્રકાશને પ્રકાશક કરી બેસાડે છે, તેથી હું સઘળે વ્યાપક છું; તેવું ભાન થાય છે. હું અદ્વૈત છું. આ બ્રહ્માંડના કર્તા અન્ય કોઈ નથી; કારણકે, પિંડનો તથા વૈરાટનો વિસ્તાર થયેલો છે; તે સર્વે વ્યાપક ચૈતન્ય વડે જ સ્પૂરાયમાન થયેલો છે, અને એજ ચૈતન્ય હું છું માટે મારાથી જ આખું જગત છે. એ વિવેક કેવો થયો કે :–

દૃષ્ટાંત–બ્રહ્મસિદ્ધાન્તિનું સમજવું કહું તે સાંભળો. જેમ અઢારભાર વનસ્પતિનાં બીજ તે નાનાં મોટાં તમામ માત્ર પાણીથી જ ઉગે છે. પાણી વિના ઉદયકારક અન્ય કોઈ તત્ત્વ નથી, તેથી પાણીને સર્વજ્ઞ, સર્વ દેશી, ને સર્વ વ્યાપક જાણીને ઉદયકારક ઠરાવ્યું. આ ઠેકાણે પાણીને સૂર્યના પ્રકાશવત્ સર્વ દેશી મહત્ ગણીને સૂર્યના સિદ્ધાન્તે જળવૃષ્ટિ કરનાર ઇંદ્રને છોડી દીધો.

## "બ્રહ્મસિદ્ધાન્તિને પ્રશ્ન."

પણ જાણ્યું નહિ કે, પાણીમાં ઉદાયકારક ગુણ પોખનાર તથા ઉદયે થઈ શકે તેવું પાણીથી વિજાતિ બહુ પ્રકારના બીજકમાં કલ્પભર ઉત્પન્ન થયે જાય; તેવું હિરણ્ય ગર્ભ સહિત સર્વરિદ્ધિની ગોઠવણ અંકુરને વિશે ગોઠવનાર, તથા પાણી, અને પૃથ્વીની ઉત્પત્તિ કરીને ઉભયેનો યોગ અંકુર સાથે મેળવનાર તે નિર્વિકલ્પ બ્રહ્મને, બ્રહ્મદશાના યોગીપુરુષો સૃષ્ટિની ઉત્પન્ન વ્યક્તિનું યથાર્થ વિવેકસર કેવી રીતે કહી શકશે ?

વળી આ ઠેકાણે એક બીજી પણ શંકા થાય છે કે હું બ્રહ્મ છું. સદાકાલ સઘળે વ્યાપક છું. ને આદ્ય મધ્ય અંત પર્યંતમાં જેમનો તેમ નિશ્ચલ છું; હું સર્વ દેશી એટલે ઉત્પન્ન તત્વોની અંદર અણુ અણુમાં નિરંતર રહેલો છું. હું સદાકાલ સર્વનો સાક્ષી છું, તો સ્થૂલ દેહના અવધકાળે સ્થુલનું અસાક્ષી થયું તે કોણ?

વળી બીજું—લાંબા શરીરવાળા જનાવરની પૂંછડી કપાઈ જાય તો શરીરના આગળનો ભાગ સજીવન રહે, ને પૂંછડીનો ભાગ મરણ પામે, એનું કારણ શું હશે?

વળી ત્રીજું - એક લીલા વૃક્ષનું ડાંખળું કાપી નાખીયે તો સૂકાઈ જાય ને વૃક્ષ તો લીલું રહે છે, એ એમ કેમ થયું હશે? કહો જો. એક બ્રહ્મ છતાં આ પ્રમાણે ભેદ કેમ થયો? બ્રહ્મ જ્ઞાનીનું કહેવું એવું છે કે ભેદ ભાસે તે તો અજ્ઞાન. ત્યારે કહો જો? અજ્ઞાન તે કોને થયું? એ તે જાનવરની પૂંછડીને કે વૃક્ષના ડાંખળાને? કે સ્થૂલ શરીરને અજ્ઞાન થયું? કે અજ્ઞાન તે પોતાની અંશ ભાવના ત્યાગ કરી એક બ્રહ્મ કહેનારને થયું? એ ત્રણે દૃષ્ટાંતના અલ્પ ભાગને સુકાવાનું કારણ શું હશે? સચ્ચિદાનંદ બ્રહ્મ તો સદાકાલ સભર છે. અને એ બ્રહ્મ સદાએ સાક્ષી છે. તો એ બ્રહ્મ છતાં ઉપરનાં ત્રણે દ્રષ્ટાંતોનું ચૈતન્ય નાશ થવાનું કારણ કેમ હશે? હે કર્તાપદને ઉત્થાપનાર? તથા અંશ ભાવના ત્યાગ કરી અહંબ્રહ્મ ભાવના મથનાર? તમારે પરમાત્માની તથા પરમાત્માના અંશની જાણ્ય માણ્ય નથી માટે વિવેક શૂન્ય થઈને આત્મ અંશના વ્યાપક ચૈતન્યને જોઈને કહો છો કે હું બ્રહ્મ છું. પણ વ્યાપક ચૈતન્યનો સાક્ષી તે તો આત્મ અંશ છે. તે અંશ તો પરમાત્માની સજાણ વૃત્તિરૂપી બ્રહ્મના આસન પર બાકીનાં તત્વોથી ભિન્ન અધ્ધર તખ્ત પર બિરાજમાન છે. તે અંશ તો સઘળે વ્યાપક હોય નહિ. કેમજે વ્યાપક તો સૂર્યનો

પ્રકાશ હોય છે. પણ પ્રકાશક સૂર્ય તે તો એક દેશી કહેવાય. વળી જેમ અનાજના કણમાં અંકુર રહેલું છે તેમ વ્યાપક ચૈતન્યમાં અંશ છે. વળી રાજાનો હુકમ તે સર્વ વ્યાપક હોય છે. પણ રાજા તો એક સ્થળે રહે છે. વળી બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્ર એ ત્રણે એક દેશી ધામબંધી કહેવાય, પણ તેમના ગુણ તો સર્વ વ્યાપક કહીએ, તેમ આત્મા તથા પરમાત્મા એક સ્થળે રહ્યા છતાં પોતાની ચૈતન્ય સત્તા સઘળે પ્રસરે છે. અને એ ચતન્ય સત્તાના અમલમાં બાકીના દેવ લોકો તથા તેમના અંશો જે ઇંદ્રિ સ્થાને પૃથક્ પૃથક્ રહેલા છે તે પોતાનું કાર્ય બજાવે છે.

## "आत्मा एक देशी छे."

આ સ્થૂલ શરીરના સાક્ષી આત્મારામનું ધ્યાન ધરનારા યોગી પુરૂષો આત્મારામનું ધ્યાન ધરે છે ત્યારે આત્માને એક દેશી જાણીને કોઈ નાભીને વિષે દૃષ્ટિ રાખીને એકાગ્રતા મેળવે છે. વળી કોઈ હૃદયેશ કહીને હૃદયમાં સ્વરૂપનું ધ્યાન ધરે છે. વળી કોઈ ત્રિકુટી સ્થળમાં (ત્રિવેણીમાં) વળી કોઈ બ્રહ્મ રંધ્ર સ્થાનમાં પ્રણવ ધ્વનિ સહિત શમ દમ થઈ રહે છે. માટે આત્મા એક દેશી છે. વળી :–

## "परमात्मानु स्थापन नहि करनारने ठपको."

પરમાત્માનું સ્થાપન નહિ કરનારને કહેવાનું કે તમારે પરમાત્માની રચેલી આ સકલ વિશ્વ વિભૂતિના ભોક્તા થવું ખરૂં, પણ તે પરમાત્માના ગુણ ગાવાના સમયે "અહં કર્તા" થઈને પરમાત્માનું પદ પોતાનામાં શમાવી દઈયે તો તેમના એટલે સૃષ્ટિક્રમનો સંકલ્પ કરનાર પરમાત્માના ગુમ દ્રોહી થવાના ખરા કે નહિ? આ ઠેકાણે શુદ્ધ વિવેક વિનાના સામાન્ય

બુદ્ધિયે એમ કહશે કે આ જગતની રચનામાં જે જે બનાવ બને છે. તે સર્વ જીવની કલ્પનાથી બને છે. તે એવી રીતે કે જીવ છે તે શુભાશુભ કર્મ કરે છે. અને કર્મ પ્રમાણે કલ્પના પણ જીવ જ કરે છે. તેથી કર્મ પ્રમાણે પોતાની કલ્પનાથી કર્મ સંચીતથી અંકુરનો ઉદયે થઈને આ જગત બન્યું છે. માટે કર્મ સંચીતનો કર્તા જીવ છે, ને ભોક્તા પણ જીવ થાય છે. આ પ્રમાણે બ્રહ્મ સિદ્ધાન્તિનું સમજવું હશે એવું ઘણું ખરૂં અનુમાન બંધાય છે.

હવે આ પ્રમાણે સમજવું સિદ્ધ હોય તો તે વિષે કહીએ છીએ કે—જીવ કલ્પના કરે છે, ને કલ્પના પ્રમાણે કર્મ કરે છે, ને કર્મ પ્રમાણે ભોક્તા થાય છે, એ સત્ય છે. પણ કર્મ પ્રમાણે જે જે વસ્તુ પ્રાપ્ત થાય છે, તે વસ્તુનો કર્તા જીવ નથી. એ કર્મ કર્તા તો ખરો, તેમ ભોક્તા પણ ખરો, પણ સચરાચર સભર ભરેલી અકળ અનુપમ કળાથી બનેલી વસ્તુનો એ કર્તા નથી. કારણ કે જીવ છે તે તો અલ્પજ્ઞ છે. ને બ્રહ્માડમાં અનંત પ્રકારની સર્વ વિભૂતિઓ છે તેની કળાને પણ કળી શકવા સમર્થ નથી. તો પછી તેનાથી બને તો ક્યાંથી ?

કોઈ કારણસર પૂર્વના દુષ્ટ કર્મના યોગથી જો એના શરીરને અસહ્ય ઉપાધિ પ્રાપ્ત થઈ હોય તો એ ઉપાધિને દૂર કરવા, જે અહંબ્રહ્મ કહેનાર છે તે શક્તિમાન નથી.

### "अहंब्रह्म कहेनारा करी शके तेनुं वर्णन."

પણ અહં બ્રહ્મમય થનાર તે એટલું કરી શકે ખરા કે સ્થૂલ શરીરનાં જડ તત્ત્વોથી પોતાનું ચૈતન્ય ન્યારૂ કરી શરીરના સુખ દુઃખનું ભાન વિનાના થઈને શરીરના દુઃખની શાન્તિ કરે અર્થાત્ દુઃખનો સમય નિવૃત્ત કરે. પણ ઉપાધિ કર્તા ન્યુનાધિક તત્વોને બાદ કરી શકે નહિ તેમ ઉમેરી પણ શકે

નહિ. માત્ર નવિન થતા ક્રિયમાણનો નિયમ સાચવી શકે.

હવે જે કહેતા કહેતા સુણી શીખીને અહંબ્રહ્મ કહે છે એવી બુદ્ધિના અહંબ્રહ્મ કહેનાર તે તો તેમનો પૂર્વ વિરોધી અભિમાની અંતર પ્રદેશે રહેલો છે તેજ "અહંબ્રહ્મ" એવું કહીને કર્તા સિદ્ધાંત માંડી વાળે છે. પણ જાણતા નથી કે ચક્રવર્તિ રાજાએ અગમ્ય અવલોકન કરીને રૈયતને ગુન્હાની શિક્ષા કરવા માટે પ્રથમ કાયદો ઘડયો. તથા શિક્ષાને પાત્ર કરવા ઓરડીઓ એટલે કોટડીયો કરાવી. તથા રાજયકર્તા રાજો તેમન ખાન પાનાદિકની સગવડ પણ ઉતારી છે. અને સૌ સાધન પણ તૈયાર કરી રાખ્યું છે. હવે ગુન્હેગારને કોટડીની અંદર કેદ કરે, ને ગુન્હા પ્રમાણે ખોરાક વખતો વખત મળે એટલે કહેવા લાગે કે આ સઘળી સગવડ મારી જ ઉત્પન્ન કરેલી છે. કારણ કે આ પ્રમાણે ફલ પ્રાપ્ત થયું તેવું કર્મ કરવાની મેં કલ્પના કરી ન હોત ને આવું ક્રિયમાણ કર્યું ન હોત તો મારે આ પ્રમાણે ભુક્તમાન કરવાનું ક્યાંથી આવે ? માટે આ સર્વ વિભૂતિનો કર્તા સંકલ્પી હું જ છું. મેં જે વખતે કર્મ સ્વરૂપી સંકલ્પ કર્યો તેજ વખતે આ સર્વે બન્યું છે. એવી સમાજના જીવતે, હું સર્વનો અધિપતિ રાજા છું, એવો આડાંબર ધારણ કરી રાજાના દ્રષ્ટાંતે "અહંબ્રહ્મ" મય થઈને પરમાત્મા પદને દબાવી દે છે, પણ અન્યથી કર્તુમ્ પરમાત્માથી જે જે બનેલા વિવેક, તે તો અહંબ્રહ્મ કહેનારા બિચારા જાણે જ નહીં.

માટે કેદમાં પડેલો આ જીવ છે તે તો રાજ્ય કરતા ચક્રવર્તિ રાજા કહેવાય નહિ તેમ રાજ્ય અંશ પણ કહેવાય નહિ. કેમ જે પંચીકરણના તત્વોથી અપરામ્ તત્વાતીત થવાય તેવું તેમનું કર્તવ્ય જ નથી. તો તેને અધિકાર તો ક્યાંતી જ મળે ? જયાં સુધી અંશાત્મક રૂપ થવાયું નથી ત્યાં સુધી અહંબ્રહ્મના કહેનારા

તે જીવ તુલનામાં ગણાય છે. જીવ પશ્ચાત્ છે માટે કર્તાના કૃત્યની ખબર નથી. કોની પેઠે કે–

**"कर्ताना कृत्यनी खबर नथी ते माटे स्वप्ननुं उदाहरण."**

સ્વપ્ન અવસ્થામાં વિવિધ પ્રકારની રચના તૈયાર થાય છે. ત્યાર પછી સ્વપ્નની રચનાને મન જુએ છે. વળી તે રચના ભયંકર હોય તો તે જોતામાં જ મન એકદમ ડરે છે. ને રસીક હોય તો તેને જોઈ ઘણું પ્રસન્ન થાય છે. શત્રુનું સ્વપ્ન હરકોઈને કહેવું હોય તો કહી શકે છે કે મને આવી રીતનું સ્વપ્ન આવ્યું. હવે એ સ્વપ્નના કહેનારને પુછીએ કે તમે જે સ્વપ્નની રચના રચી તે રચના રચવા માટે તમે દેખી શક્યા તેવી વસ્તુઓ ક્યાંથી લાવ્યા હતા? ને તમે કેવી રીતે બનાવી? તેવું પૂછીએ તો સ્વપ્નને જોનાર મનથી તેના ઉત્તર યથાર્થ આપી શકાય જ નહીં. કારણ કે મન છે તે સ્વપ્નને જોનાર છે પણ સ્વપ્નની રચના રચનાર નથી. એ રચનાનો બનાવનાર તો આત્મ અંશ સાક્ષી (પોતાની અંશવૃતિથી) છે. તે પોતે સ્વપ્ન તૈયાર કરે છે, ને પછી મનને દેખાડે છે. તે જોઈને જો ભયંકર હોય તો મન ડરે છે; ને રસીક હોય તો ખુશી થાય છે. માટે નક્કી જાણવું કે જે સ્વપ્નને કરનાર છે તે સ્વપ્નને જોઈને ક્યારે ડરે નહિ. માટે જાણવું કે સ્વપ્નનો કરનાર સાક્ષી છે, ને મન જોનાર છે.

**"स्वप्न थवानुं कारण."**

સ્વપ્ન થવાનું કારણ એવું છે કે – જાગૃત અવસ્થામાં દ્રષ્ટીએ જોએલા ઘાટનો ભાસ જ્યારે અંતરવૃત્તિ પર પડે છે. ને અંતર વૃત્તિનો ભાસ અંતઃકરણ પર પડે છે, ત્યારે સૂર્યની ઐક્યતાએ ચિદાભાસ પડીને સ્વપ્ન અવસ્થાએ શુભાશુભ રચના તૈયાર થાય છે. એ રચનાની ખબર ફોટો પડાવનાર જાણતા નથી.

તેમને તો જેવો ફોટો પડાવવાનો મોહ છે તે ફોટાના પાડનારની રૂબરૂમાં ઐક્યતા કરવી પડે છે. માત્ર એટલું જ કાર્ય જાણે છે. બાકીની યુક્તિ તો ફોટો પાડનાર જાણે.

તેવી રીતે સ્વપ્નના બનાવની ખબર મનને નથી. માટે સ્વપ્નની રચના ફોટુગ્રાફના જેવી છે. તેવા ન્યાયથી, એટલે સ્વપ્નના તથા ફોટુગ્રાફના ન્યાયથી અહંબ્રહ્મ કહેનારા તે અન્યથા કર્તુ પરમાત્માને તથા તેમના કૃત્યની કળાના પ્રારંભને પણ જાણતો નથી. માત્ર તૈયાર થયેલા શુભાશુભ સ્વપ્નવત જગતને જ જાણીને ભાવાભાવ જણાવે છે.

"स्वप्नवत् जगत्ने रचनार ते कहेता नथी के आ जगत में रच्युं."

હવે સ્વપ્ન અવસ્થાએ સ્વપ્નને રચનાર તથા સ્વપ્નવત્ જગતને રચનાર તે કંઈ કહેતા નથી કે આ સ્વપ્ન તથા સ્વપ્નવત જગત મેં રચ્યું, તેવી રીતે આત્મા પોતાનું સ્વરૂપ કહેતો નથી, તેમ પોતાનો અલંકાર કે વિશેષણ કંઈ પણ કહેતો નથી. તો પછી અહંબ્રહ્માસ્મિની મમતા તો કરે જ ક્યાંથી ? જેમ મણિ, માણક, રત્ન, હીરો, પોતાની કિંમત કરતાં નથી તેમ આત્મારામ પોતાના સ્વરૂપનું કહેતો નથી. આત્મા તો ફક્ત પરમાત્માની સાથે સંબંધ જોડીને સૂર્ય અને સૂર્યના પ્રતિબિંબના ન્યાયે નિરંતર એક સૂત્ર રહેલો છે. તે પરબ્રહ્મ પરમાત્મામાં લીન થનાર આત્મજ્ઞાનીને અંશભાવના સિદ્ધ કરવી ને અંશી પદ પરમાત્મામાં મુક્ત થવું એજ અત્યોત્તમ છે—

"परम मोक्षभावना सिद्ध करनारनी नीति."

પણ તે ક્યારે કે પરમ મોક્ષભાવના સિદ્ધ કરીને ઉપર કહેલા

બિંબ પ્રતિબિંબના ન્યાયે પરમ પદ કૈવલમાં મુક્ત થવાય ત્યારે કૈવલ પદ પરમાત્માની પરમ મોક્ષભાવના સિદ્ધ થઈ સમજવું. આ પ્રમાણે પરમ મોક્ષભાવના સિદ્ધ કરનાર કોઈક વિરલ પુરૂષ કવચિતજ હોય છે અને સંત મહાત્માનો અલંકાર તેમને જ અપાય છે. તેવા પુરૂષો પોતાનું સત્યવકત પાળવા દ્રઢ રહે છે. સત્યવ્રત એટલે સત્ય પદની ઉપાસના, તથા સત્ય આચરણ, ને સત્ય વચનથી બોલવું, ને પોતાના વિવેકથી બોલેલું કોઈ કાળે જૂઠું પડે નહિ અને પ્રાણ ગયે જુઠું આચરણ આચરવું નહીં અને એવા નિયમે રહેનાર તે પોતાની મનોવૃત્તિ નિગ્રહપણે શાન્તિમાં તથા સંતોષીત પરમાનંદી ધ્યાનાકાર નિશ્ચલ રાખે છે, ને તેમની ગતિ ગગનાકાર હોય છે. ગગનાકાર ગતિ એટલે –

પોતાનો અનુભવ તે ગગનના જેવો, વાર પાર વિવાનો, વળી સહજ સ્વભાવનો. સહજ સ્વભાવ એટલે ગગનને કંઈ વાદળ, વિજળી, ગર્જના કે વરસાદ કરવાની કંઈ ઈચ્છા થતી નથી, પણ આપોઆપ અણચિતવ્યું બનવાનું હોય છે તેમ બન્યા જાય છે. અને તે બનેલું આખા જગતને સુખદાતા થઈ પડે છે, તેવી રીતે પરમ મોક્ષ ભાવના સિદ્ધ કરનાર સંત પુરૂષો પોતાના સ્થૂલ મંદિરનો ધર્મ સહજ સ્વભાવે વર્તિને પોતે અનુભવના ભંડારરૂપ છે, તે પોતાની અપાર ગતિમાંથી જ્ઞાન, ભક્તિ ને વૈરાગ્યવાળી દ્રષ્ટાંત સિદ્ધાન્તની ગર્જના કરીને વચન વૃષ્ટિ કરે છે. તેથી જગતમાં જીજ્ઞાસુ જનોને ઘણો જ લાભકારી થઈ પડે છે. વળી શારીરિક ધર્મ બજાવવા નીતિ ધર્મમાં નિપૂર્ણ રહે છે. એટલે મન કર્મ વચને સદાકાળ સત્યના પ્રકાશક નિર્મળ જ્યોતિમય શોભી રહે છે, નિર્મળ એટલા માટે કહ્યા કે જેમ નેત્રમાં લેશ માત્ર રજકણ સમાય નહિ તેમ તેવા પુરૂષોના

કર્તવ્યમાં કપટ પ્રપંચ સમાતો નથી. ને તે ઘણા નિર્મળ મનના હોય છે. પોતે સદાકાલ પરમાત્માની સાક્ષીમાં સન્મુખતા મેળવી રહે છે, એટલે સાક્ષીની હજૂરમાં રહેનાર મહાપુરૂષોએ કોઈ પ્રકારથી દાંભિક ક્રિયાનો સંકલ્પ પણ થતો નથી. આવી ગતિના પુરૂષોને પરમ હંસ કહેવાય છે. કેમ જે પોતે પરમ મોક્ષભાવના સિદ્ધ કરી, એટલે સર્વ ભાવનાઓનું કારણ પરમ મોક્ષ ભાવનામાં સમાએલું છે. માટે પરમ મોક્ષ ભાવના સિદ્ધ કરનાર મહાપુરુષોને પરમહંસ કહ્યા છે.

વળી પરમહંસના અલંકારનું બીજું કારણ એવું છે કે, આ દુરસ્તર સંસારરૂપી-સમુદ્રમાં માયારૂપી-જળમાં રહીને આત્મજ્ઞાનરૂપી-મુક્તાફળનો આહાર કરી પોતાનું અંશપદ શોભાવ્યું; ને આપના આપ અંશ-સ્વરૂપની ઐક્યતા, અસંખ્ય અંશોના સાક્ષી પરમાત્મામાં મેળવી; ત્યારે પોતે અંશરૂપ બનીને અંશ થકી પરમ અંશપદ પરમાત્મામાં એકતાર થઈ રહેલો હોય છે. તેમને પરમહંસની ઉપમા અપાય છે; એવા મહાપુરૂષો જગતમાં જીવોના ત્રાતારૂપ ગણાય છે, એટલે પોતે તરીને જગતને તારે છે.

## "भक्ति मार्गे दोरवा त्रण प्रकारना कानुनोनी विधि."

હવે આ જગતને ભક્તિમાર્ગ દોરવા સારૂ બ્રહ્માદિ આચાર્યોએ વેદશાસ્ત્રને પુરાણમાં ત્રણ પ્રકારના ક્રમ કાઢેલા છે. એ ત્રણ પ્રકાર તે કયા કયા; તે કહીએ છીએ કે, એક તો કર્મકાંડ, બીજો ઉપાસના કાંડ, ને ત્રીજો જ્ઞાનકાંડ, એ ત્રણ પ્રકાર ભક્તિમાર્ગના છે.

તેમાં ઉપાસનાકાંડ છે, તે કર્મકાંડમાં, તથા જ્ઞાનકાંડમાં જોડાયેલો છે; તે કેવી રીતે જોડાયેલો છે ? તે કહીએ છીએ કે

– ઉપાસના કાંડ એટલે આપણો મનોરથ ઉપાસ્ય પદને અર્પણ કરવો. તેને ઉપાસના કાંડ કહ્યો છે. હવે કર્મકાંડની ભક્તિમાં ચતુર દશ દેવો ઉપાસ્ય પદ છે. અને જ્ઞાનકાંડમાં પરમ કૈવલ પ્રભુ ઉપાસ્ય પદ છે. વળી કર્મકાંડના આચાર્યો તે વિદ્વાન બ્રાહ્મણો છે. તે બ્રાહ્મણો પોતે કર્મના ઉપાશક થઈને અન્યને કર્મકાંડના માર્ગની ભક્તિમાં જતમત રાખે છે. અને જ્ઞાનકાંડના આચાર્ય તે ચૈતન્ય દ્રષ્ટા તત્વજ્ઞાની પરમ ગુરૂ છે.

હવે ચતુર દશ દેવોની ઉપાસના કરવામાં, દેવોને અભાવે ધાતુ, પાષાણ, મ્રતિકા, કે અમુક ધાન્યથી કે ચિત્ર વિચિત્ર પંચરંગી સ્થૂલ પ્રતિમાનું ચિન્હ કલ્પિને એ પદાર્થના દેવોને પદાર્થના સાહિત્ય વડે સોડશોપચાર પૂજાથી ઉપાસના થાય છે. અને તે પૂજન કરતાં વેદોક્ત વા પુરાણોક્ત શબ્દ મંત્રની સ્તોત્ર કાંડીનો ઉચ્ચાર મુખ દ્વારા એ થાય છે. તેમ ગદ્ય પદ્ય વડે ગાન તાનથી ઉચ્ચાર તે પણ મુખ દ્વારાએ થાય છે. વળી તે દેવોનું સ્થાન બહિર બહિર પ્રદેશે પરોક્ષ ગણીને તે દેવોને સંતુષ્ઠ કરવા તેમને પહોંચે તે પ્રમાણે અમુક દેવના મંત્ર યુક્ત બલી, હોમ, જપ કે તર્પણ કરે છે, એ પ્રમાણે કરવાથી ઉપાસના યુક્ત કર્મકાંડનો માર્ગ કહેવાય છે. તેવા કર્મને અંગે ગોદાનાદિ દશ મહા દાન અપાય છે, તેનું ફળ ક્રિયામાણ પ્રમાણે આ જન્મે કે પુનરપિ જન્મે ભુક્તાય છે.

હવે પછી ઉપાસનાયુક્ત જ્ઞાનકાંડનું કહીએ છીએ જે, રૂપથી આત્માની ઉપાસના કરાય છે, અને આત્મ-ઉપાસના કરવામાં વેદાંતલક્ષની ષટસંપત્તિસહ યમ, નિયમ, પ્રત્યાહાર, આસન ને પ્રાણાયામ સિદ્ધ કરવાં જોઈએ છીએ, કેમ જેપ્રાણ અને મનવૃત્તિનો વેગ સાક્ષીને સમર્પણ કરવા માટે શબ્દાતિત નિર્વાણી ૐકાર ધ્વનિથી સોહમ્ ધ્વનિ પર્યંતની પરમકૃપાનિધિ

ગુરુવાચાર્ય પાસેથી સમજી લેવી જોઈએ છીએ. ગુરુશ્રીની પાસેથી સંપૂર્ણ સમજણ લઈને આત્માનું નિશ્ચે અંતર પ્રદેશે થાય; ત્યારે પરમગુરુ તે, પરમકૈવલ પરમાત્માની સાથે આત્માનો સંબંધ કરાવી આપે; ને ગૌદાનાદિ દશ મહાદાનમાં દશ ઈંદ્રિ, તથા મનને દાનરૂપ-આત્મ નિવેદન કરવાં પડે છે, અને એ પ્રમાણે દાન અર્પણ કરવાથી અજરામર-સુખની ફળપ્રાપ્તિ તત્કાળ થાય છે. એ પ્રમાણે ઉપાસનાયુક્ત જ્ઞાનકાંડ જાણવો.

હવે કર્મકાંડના આચાર્ય નિર્માણ કરેલા વિદ્વાન બ્રાહ્મણને આ મૃત્યુલોકમાં દેવરૂપ ગણી તેમને સંતોષવા.

સંતોષવા એટલે, સારી રીતે પ્રેમપૂર્વક ભોજન છાદન દાન દક્ષિણા, વસ્ત્રાલંકાર વિગેરે આપીને તેમના આધિન થઈ રહેવું; કારણ કે, બ્રાહ્મણો તે, જગતના ગુરુ છે, તેથી બ્રાહ્મણોના ઉપદેશથી ધર્મશાસ્ત્રના નીતિ-કાયદા જાણવામાં આવે છે. તથા પુણ્ય વા પાપથી પુર્નજન્મે સુખ-દુઃખ ભક્તમાન કરવું પડે છે, તેવું ભય ભરેલું ભાન બ્રાહ્મણ આચાર્યથી જ થાય છે. માટે કર્મકાંડના આચાર્યને આધિન રહેવું ઉચિત છે, અને એ જ્યારે આશીર્વાદ આપે; ત્યારે જ કરેલાં શુભ ફળની પ્રાપ્તિ થાય છે, ને અશુભની નાસ્તિ થાય છે. માટે આચાર્યને વિધિયુક્ત પૂજીને અનન્ય ભાવે રહેવું.

## "ज्ञानकान्डना आद्य एवं परम गुरुने संतोषवा विषे प्रशंसा."

હવે જ્ઞાનકાંડના વિશ્વગુરુ જે સર્વજ્ઞ પરમગુરુ છે, તેમનો તો મન કર્મ વચને તનમન ધન અર્પણ કરીને સાક્ષાત્કાર ઉપાસ્યપદ કૈવલ પરમાત્માથી પણ અધિક માન્ય કરવા યોગ્ય છે. કારણ કે, પરમાત્મા એ તો, સૃષ્ટિ ઉપજણના પ્રારંભમાં

આપણને(અંશને) ઉપજાવવાનો સંકલ્પ કર્યો; તે ઉપજણમાં આવવાથી સ્થૂલે શરીરના યોગે અન્નમયાદિક-કોષના તરફનું, તથા વારંવાર જન્મ-મરણના સંસ્કારમાં આવવું પડે છે તેવું ભાન શરીરના યોગથી થઈને ત્રાસ ઉપજે છે.

ને આ વખતે પરમ ગુરૂ તો પરમારથ દાવે અજરામર સુખ દેવા આપણને લક્ષ ચોરસીમાંથી મુક્ત કરવાનો સંકલ્પ કરે છે. માટે પરમાર્થી પરમ ગુરૂના નામનો પરમાત્માથી અધિક જાણીને તેમના ચરણ શરણમાં મનોવૃત્તિ અહોનિશ જોડી દેવી જોઈયે, ને બીલકુલ ભેદ બુદ્ધિ રાખવી નહિ. તેમ પરમ ગુરૂશ્રીના દેહ દેદારને આ જગતના જીવોના દેહ જેવો ગણવો પણ નહિ.

**મનુ તન દેખી ભૂલો મત કોઈ**
**ભવતારન ભીડ ભંજન મોઇ**
**હમતો પુરુષ અલેખ કહાઈ**
**આદ્ય અંત કોઈ પાર ન પાઈ**

ગુરૂનાદેહને દિવ્ય દેહ જાણવો. કારણ કે પરમ ગુરૂશ્રીનો દેહ છે તે તો આ જગતમાં માત્ર જોવા જેવો જ પ્રતિબિંબ રૂપે છે. જેમ ચંદ્રમાં આકાશમાં છે ને પ્રતિબિંબ આપણી પાસે પાણીમાં દેખાય છે, તેમ પરમ ગુરૂ શ્રી તો નિરંતર શૂન્ય નિવાસી છતાં આ જગતનું કલ્યાણ કરવાના હેતુથી **માત્ર દેહમાં પોતાની પ્રણવ વૃત્તિ દ્વારા એ જગતને જોવા માત્ર જ દ્રશ્ય થાય છે.** પણ પોતે તો દેહ છતાં વિદેહી છે. એવા પરમ ગુરૂના દેહનું પૂજન અર્ચન કરેલું તે પરમ કૈવલ પરમાત્માને અર્પણ થાય છે. કારણ કે પોતાની વૃતિ પરમાત્મામાં તલ્લિને એકાસૂત્ર રહેલી છે. માટે સર્વે પૂજન

અર્ચન પરમાત્માને નિવેદન થાય છે. તેમ પરમ ગુરૂશ્રીને સંતોષવાથી દેવમાત્ર સંતોષ પામે છે.

ગુરૂને સંતોષવાનું કહ્યું એટલે પરમ ગુરૂશ્રીની ઈચ્છા પૂર્ણ કરવી. ગુરૂની ઈચ્છા કંઈ અન્ય સ્વાર્થીગુરુના જેવી માત્ર ભોજન છાદન કે દાન દક્ષણા વિગેરે પદાર્થ ગ્રહણ કરવાની નથી હોતી. તેમની ઈચ્છા તો આ જગતના જીવોને તારવાની છે. માટે પોતાને આપેલો લક્ષ અધિકારી જન થઈને ગ્રહણ કરે, ને એ મુમુક્ષુ જન ચરણ શરણ થયાનો અધિકાર જયારે યથાર્થ શોભાવે ત્યારે ગુરૂશ્રી તેવા જનોની ભક્તિ માર્ગનું કર્તવ્ય દેખી ઘણા જ સંતોષ પામે. એવી રીતેં ગુરૂને સંતોષે ત્યારે ગુરૂની કૃપા શરણ થનારને પ્રાપ્ત થાય છે. ને અનુભવિક ગુરૂના જ્ઞાનથી તથા ગુરૂની ભક્તિ કરીને અધિકારી જનને અનુભવનો ઉદય થાય છે. અનુભવનો ઉદય થાય એટલે પાખંડને માન્ય કરનારી બુદ્ધિનો પરાજય થાય છે. ત્યારે જાણવું કે પાખંડનો પરાજય થયો ને અનુભવનો ઉદય થયો સમજવું. આ પ્રમાણે અવિસ્તર લેખના વર્ણન પ્રમાણે પાખંડનો પરાજય કરીને અનુભવનો ઉદય કરવો એજ મનુષ્ય દેહમાં મુમુક્ષુ જનનું કર્તવ્ય છે.



॥ ॐ श्री परम गुरुभ्यो नमः ॥



# પંચમ સૂક્ષ્મવેદ નિરૂપણ



## મંગળાચરણ

જય ગુરૂ પરમ કૃપાનિધિ, જગ ત્રાતા હરિરૂપ;
અતિ આતુરતા ઉદ્ભવી, લેવા જ્ઞાન અનુપ....૧
પૂર્વ યોગ સંસ્કારથી, ભેટયા શ્રીમંત્ કુવેર
તે સંસ્કારે પ્રાપ્ત થઈ, ગુરૂ નારાયણ મેહેર.....૨
ગુરૂ નારાયણ શરણથી, પામ્યો પરમ વિવેક
વળી સંતના વૃંદમાં, વિત્યા દીન વિષેક.....૩
સંત ગુરૂ સહવાસથી, સુણ્યો નુતન વેદ
થઈ સ્ફુરણા તે જાણવા, સુક્ષ્મ વેદનો ભેદ.....૪
વેદ પંચમ નામથી, સુણતા સંશય થાય
પુછે એનો પ્રશ્ન તો, ઉત્તર શો અપાય.....૫
સ્ફુર્ણારૂપી વેદીયો, મળ્યો પ્રતીવાદી આજ
માટે ઉત્તર આપવા, રહો હૃદયે પરમગુરુરાજ.....૬
તંત્રી ચલવે તંત્રને, વાજંત્રી. જેમ વાદ્ય
તેમ દ્રષ્ટા આ દેહથી, ખોલો અનુભવ મહાદ્ય.....૭
સકલ તત્વના સારમાં, ઉર્ધ્વ ગતિ અનુપ
ગહન ગતિ ગુહ્યાર્થ છે, અદ્ભૂત વેદ સ્વરૂપ.....૮
મુજ મતલબ પૂર્ણ કરો, નર વેદ સિંધુ આપ
નીજ હૃદયે વાસો વસી, વદો વેદનું માપ.....૯
બાલકૃષ્ણની બુદ્ધિમાં, પ્રેરો સત્ય કુવેર
કહો યથાર્થ ન્યાય જે, પંચમ વેદ સુમેર....૧૦

## उर्ध्व गतिवंत पंचम सुक्ष्मवेद अथवा श्वसम वेद निरुपण विषे संवाद रुपे वार्ता.

એક વખતે માર્ગે ચાલતાં અચાનક સ્ફુર્ણારૂપી - વેદશાસ્ત્રની સોબત થઈ; એટલે વિદ્વાન્ પુરુષોના સમાગમનો લાભ લેવાને બાળકૃષ્ણે કહ્યું :-

(સાખી)

**ભલે ભેટ્યા ભાઈ વેદીયા, કરો વેદની વાત.**
**પંથ કપાયે પ્રશ્નથી; ભાગે મનની ભ્રાન્ત. — ૧**

અર્થ :- હે વેદાંતીભાઈ ! આજે આપની સોબત થઈ; આથી મારૂં મન ઘણું જ પ્રફુલ્લિત થયું છે. હવે આપ વેદ વિષેની કંઈક વાર્તા ચલાવો; કે જેથી કરી આપણને માર્ગે ચાલવું ફાવે; અને ગોષ્ટીથી દરેકનાં મનની શંકાઓ દુર થાય.

સાખી

**વિદ્યાને વેદીઓ નમી; પૂછે વૈદિક પ્રશ્ન,**
**શ્રીમંત કુબેર ગુરુને સ્તવી; દે ઉત્તર બાળકૃષ્ણ. — ૨**

ત્યારે ચતુરવેદી વેદાંતીએં પ્રથમ વિદ્યાને નમસ્કાર કરીને પ્રશ્ન કર્યો કે, હે સુક્ષ્મ વેદની વાતો કરનાર બાલકૃષ્ણ સેવક-રામ તમે જ્યારે વેદ વિષેની વાર્તાનું વિવેચન વર્ણવવાનું સૂચવો છો, ત્યારે આપને પ્રશ્ન કરૂં છું કે :-

સાખી

**ચાર વેદ સોકો કહે; પંચમ કહે ન કોઈ,**
**સુક્ષ્મ પંચમ વેદોનું, કહો યથાર્થ સોઈ. — ૩**

તમે જે પાંચમો વેદ શ્વસમ, અથવા સૂક્ષ્મ વેદ કહો છો, તો એ વેદનું નામ, તથા પંચમો વેદ છે, એ બધું તમારૂં બોલવું તો ઘણું જ આશ્ચર્યકારક લાગે છે. કારણ કે, આજ દિન સુધી

તો પંચમો વેદ છે, એવું ધતિંગ સ્વપ્ને પણ અમે જાણ્યું નથી; તો સપ્તમ એવું નામ તો સાંભળવામાં આવે જ ક્યાંથી ? તો સપ્તમ વેદ તમે શાને કહો છો, અને એ વેદ કેવી રીતે છે, એ સંબંધી સવિસ્તર હકીકત જણાવવા કૃપા કરશો. આ શબ્દો સાંભળીને બાળકૃષ્ણ પોતાના પરમગુરુ શ્રીમત કુબેરસ્વામીનું સ્તવન કરીને બોલ્યા કે વેદાંતીભાઈ –

પ્રશ્ન - બાળકૃષ્ણ :– તમો વેદ ભણ્યા છો કે ?

ઉત્તર - વેદાંતી :– હા, હું વેદમાં ઘનપાઠી ગણાઉં છું.

પ્ર. – તમે વેદના અર્થ કરી શકો ખરા કે ?

ઉ. – ના હું વેદના જટા, પદ, ધન, અન્વય વગેરે જાણું ખરો; પણ મને યથાર્થ વ્યાકરણનું જ્ઞાન નથી; માત્ર વેદ ભણી જાણું છું ને સહેજસાજ ભાવાર્થ સમજું છું.

સાખી.

**કરે આશ્ચર્ય પંચમો; પણ શંકા જે ચાર,**
**તો ઉત્પત્તિ કહો ચારની; જાણીતા જગઝાર – ૪**

પ્ર.- વેદાંતીભાઈ, તમને પંચમવેદનું આશ્ચર્ય લાગે છે, પણ ચાર વેદ તો, તમારી, તથા આખા જગતને માહિતીના છેજ. તો મહેરબાની કરીને શાન્ત વૃત્તિથી કહો કે, ચાર વેદ એટલે શું ? અને તે ચાર વેદનાં રૂપ કેવી રીતનાં છે, તે યથાયોગ્ય જણાવવા તસ્દી લેશો. આ ચાર વેદનું યથાર્થ અમને કહેશો; એટલે ચાર વેદનો સિદ્ધાન્ત સમજાશે; અને તે ઉપરાંત પાચમાં વેદનું સ્વરૂપ તથા જ્ઞાન શું છે. તેનું વર્ણન કરવું અમને ફાવશે અને તમને સમજ પણ પડશે.

સાખી :- **પશ્ચાત્ પંચમ વેદની; કરીશ યથાર્થ વાત,**
**નામ રૂપ ફલ પ્રાપ્તની; સમજાશે સાક્ષાત.–૫**

માટે તમો પ્રથમ ચાર વેદનું વિવેચન કરો એટલે અમો

યોગ્ય રીતે પછીથી પંચમ વેદની વાર્તા કરીશું. તેમાં એ વેદનું નામ કેવી રીતે છે, તેનું સ્વરૂપ કેવું છે, અને તે કયા ફલની પ્રાપ્તિ કરનાર છે. આ સર્વ બાબતો તમને સ્પષ્ટ રીતે સમજાય તેવી રીતે અમો વર્ણવીશું.વળી એ વેદઃ-

સાખી :- **ચતુર સમો નહિ પંચમો; ઉર્ધ્વ ગતિનો એહ,**
**અનુક્રમે ઓળખાય છે; માટે જરૂર કહો તેહ. – ૬**

અર્થઃ- આ વેદ ચાર વેદના જેવો નથી. ને વળી અધો અર્ધની ઉપરાંત ઉર્ધ્વ ગતિનો છે, પણ તે પ્રથમની એટલે રૂગ્વેદની આદ્યે અનુક્રમે ચાર વેદનું વર્ણન થયા પછી પાંચમાં વેદનું વર્ણન કરી શકાય આ મુજબ એનું સ્વરૂપ છે. માટે પ્રથમથી રૂગ્વેદના અનુક્રમે કહી સંભળાવવાની અવશ્ય જરૂર છે. તેથી કરી પ્રથમ તે કહો. કારણ કે એ વેદ વિષે કેટલોક ફરક સમજનો છે. ને કેટલોક ફરક સિદ્ધાંતનો છે. માટે ચાર વેદના સ્વરૂપનું કહેવાથી, આગળ વિવેચન કરવું અમને ફાવશે માટે ચાર વેદનો ખુલાસો એવી રીતે કરો કે –

સાખી :- **વેદ તણો વિનય કહો; કોણ અંકુરે ઉપજેલ.**
**કોણ વસ્તુની વસ્તુત; તે ચતુર નામ ધરેલ. – ૭**

અર્થઃ- ચતુરવેદ કયા અંકુરમાંથી, તથા કઈ વસ્તુમાંથી કેવા વસ્તુ રૂપ ઉત્પન્ન થયા ? કે જેનાં ચાર નામ ધારણ થયાં. જેમ કુંભાર પાત્રો ઘડે ત્યારે મૃતિકામાંથી ઘાટ રચના ઉપજાવે છે. તેમ પ્રજાપતિ બ્રાહ્મણો વેદ કઈ વસ્તુના કેવી રચનાથી ઘડયા તે કહો ?

ઉ. :- અમને તો તેની ખબર નથી, પણ એટલું જાણવામાં છે કે વેદ તો પુસ્તકરૂપે છે. અને એ હાથથી તથા કંઠથી સ્વરની સંજ્ઞાએ મુખવડે બોલાય છે. વળી ચાર વેદ છે, તે પ્રથમમાં બનેલા આખા બ્રહ્માંડની સવિસ્તર હકીકતવાળું દફતર છે.

અને તેમાં એટલા સુધી જણાવેલું છે કે, ચાર વેદને જેણે યથાર્થ જોયા તેને આ બ્રહ્માંડની સર્વ ઉત્પત્તિ થયેલાની સર્વ વીધિ સમજવામાં આવે વળી ભૂતકાળથી ભવિષ્યકાળ પર્યન્તનું જાણવા જેવું જે જ્યોતિષ તથા પ્રકૃતિ પુરૂષને બ્રહ્મનું વર્ણન કરેલું ત્યાં સુધીનું ચાર વેદના પુસ્તકમાં અનુક્રમે આવી ગયેલું છે. અને એ પુસ્તકના આધારે અમે વેદ ભણીને વેદીઓ કહેવાઈએ છીએ, માટે અમે તો પુસ્તકને જ ચાર વેદ જાણીએ છીએ. કારણ કે જેમાંથી ચોરાસી લક્ષની ગણના સાથે સર્વનું જતમતપણાનું ષડ રૂતુના નિયમ સાથે બતાવેલું તે તથા વૈદિક શાસ્ત્રનું તથા રસાયન શાસ્ત્રની, તથા પંચીકરણની ઉત્પન્ન સ્થિતિને લય થતા સુધીની વાર્તા, તથા યાંત્રિક તાંત્રિકને મંત્રશાસ્ત્ર વળી અનુષ્ઠાનાદીક દક્ષિણ માર્ગ અને વાચ માર્ગિ કર્મકાંડ ઉપાસના કાંડ સહિત ચતુદર્શ વિદ્યાની તથા અષ્ટાંગ યોગાદી અષ્ટ સીદ્ધિ તથા સપ્ત ભૂમિકાને ષટ સંપત્તિ, વળી પંચ મુદ્રાનું સાધન ફળને વિધિ સહિત ક્રિયાને ક્રિયાના કર્તવ્ય સાથે સર્વે વાતો ચારે વેદમાં આવી જાય છે. વળી એટલું જ નહિ પણ ચાર વેદના ઉપનિષદમાં જ્ઞાનકાંડ છે. તેમાં બ્રહ્મથી પરબ્રહ્મ પરમાત્માનું પણ કહેલું છે. માટે ચાર વેદને જાણ્યા એટલે સર્વ વિધિ સમજાયા પછી બાકીનું અવશેષ કંઈપણ રહેતું નથી. માટે ચાર વેદ તો પુસ્તક રૂપે છે. એવું વ્યાકરણ શાસ્ત્રીઓની દ્વારા એ વેદની સ્મૃદ્ધિને હું જાણું છું. આવી રીતે તમારા પ્રશ્નનો ઉત્તર અમે કહ્યો.

પ્ર.– વેદીઆભાઈ, આપે જે વેદનું વિવેચન કર્યું, એ તો વેદમાં જાણવા જેવું શું છે ? તે વિષેનું કહ્યું, પણ મુખ્ય પ્રશ્નનો ઉત્તર તો હજી બાકી જ રહ્યો છે. કારણ કે ઉપલા પ્રશ્નની સાખીમાં કહ્યું છે કે "કોણ અંકુરે ઉપજેલ" એટલે ચાર વેદને

ઉપસ્થિત થવાનું અંકુર કયું ? અને તે અંકુર તથા અંકુરથી ઉત્પન્ન થયેલા વેદ તે કઈ વસ્તુમય છે ? તે કહો ?

ઉ. – જ્યારે વેદ પુસ્તકરૂપે ના કહો ત્યારે વેદ વાણીરૂપે હશે.

પ્ર. – પરા, પશ્યન્તિ, મધ્યમા ને વૈખરી એ ચાર વાણી છે. એ તો વેદની વાણી કહેવાય છે, માટે એકલી વાણીમાં વેદનો સમાસ થઈ શકે નહિ. વાણી તો વેદની કહેવાય છે. માટે વાણીનો ઉદય કર્તા વેદ છે. માટે વેદની સમજનું તો હજી બાકી છે તે કહો.

ઉ. – તમો જ્યારે વાણીને વેદ ના કહેતો હો તો વાણીથી પ્રથમ બાવન અક્ષરો નજરે પડે છે. અને આ અક્ષરોના સંયોગે વાણી રહેલી જણાય છે. તે એવી રીતે કે વાણીમાં અક્ષર અને અક્ષરમાં વાણી. એ બેઉનો અરસ્પરસ ઉદયયોગ મળેલો હોય છે. માટે અક્ષરરૂપે વેદ છે. ને ચાર વાણીરૂપી ચાર વેદની ગણના હશે. એ પ્રમાણે તમારા સમાગમના પ્રસંગે કરી મને તો હવે સમજાયું.

પ્ર. – હે વેદશાસ્ત્રીભાઈ ? આપ તો ઘણા જ બુદ્ધિમાન પુરૂષ છો. તેમ આપનામાં સત્વ ગુણ પ્રકૃતિ ઘણી જ સંપાદન થયેલી છે.ત્યારે શાન્તિથી ગુહ્ય વિચાર શક્તિ દોડાવી શકો છો, પણ હવે કહેવાનું કે ચાર પ્રકારની વાણીનો ઉચ્ચાર કેવી રીતે થાય, તે તમે જાણો છો ?

ઉ. – ના ભાઈ, તેની મને ખબર નથી.

પ્ર. – હવે જેવી રીતે અક્ષરને વાણીનો યોગ મળેલો છે, તેવી રીતે પ્રવણધ્વનિથી ચળીત થયેલો શ્વાસોચ્છવાસ હરદમ અધોઅર્ધમાં વહન કરે છે, અને એ શ્વાસથી અક્ષરોની ઉત્પત્તિ થાય છે, અને વાણી પણ એ રીતે ગુહ્ય કારણરૂપે છે. એવી

રીતે કે મનની સાક્ષીએ અમુક અક્ષરોનો ઉદ્ભવ નાભિથી થાય છે. દરેક અક્ષરોનો ઉદ્ભવ થતાં પહેલાં અકાર અક્ષરધ્વનિ ઉઠે છે. અકાર-ધ્વનિ ઉઠયો; એટલે તેને પરાવાણી કહેવામાં આવે છે. હવે પરાવાણી, અને અકાર, એ બેઉ ૐકારના અંગનું નિર્ગુણ રૂપ જાણવું; અને એ આગળ ચાલતાં હૃદયસ્થાને અકારધ્વનિ આવ્યો; એટલે નિર્ગુણનું ગુણમય અક્ષરનું રૂપ બંધાયું કેવીરીતે કે જેમ વિર્યબિન્દુથી શરીરનો ઘાટ બનતાં પ્રથમ મસ્તકનો આકાર તૈયાર થાય છે, તેવી રીતે હૃદયા સ્થાને અક્ષરનું રૂપ બંધાય છે તે વખતે પશ્યંતિ વાણીના યોગ મિશ્ર અક્ષરનું રૂપ હોય છે. એવી રીતે થઈને આગળ ચાલતાં કંઠસ્થાને અમુક અક્ષરો ઘાટમય થાય છે, પણ કંઠે રહેલી મધ્યમા વાણીની યુક્તિ એવી છે કે, મન તથા શ્વાસથી કંઠસ્થાને અક્ષરો સમગ્ર એકઠા થઈ રહે છે, પણ તે માત્ર લંકારહિત હોય છે. પછી આગળ મુખે આવતાં સર્વ અક્ષરો છુટા પડે છે. આ પ્રમાણે અક્ષરો ઉત્પન્ન થઈને છુટા પડયા; એટલે તેને વૈખરી વાણી કહેવાય છે. માટે મન, તથા શ્વાસ સંધિત - અક્ષર રહીત વાણી-ચાર વેદનું રૂપ કહેવાય છે, અને એ અધોઅર્ધના એટલે નાભીથી તે મુખદ્વાર લગીના ઉલટ-સુલટ શ્વાસથી ચતુરવેદનો ઉદય થયો છે. તેજ પ્રમાણે ચાર વેદનો વાપર પણ થઈ શકે છે. તે વૈરાટ બ્રહ્માંડના અમુક પદાર્થને એટલે ત્રણ ગુણથી તે ચોથા નિર્ગુણ બ્રહ્મથી બનેલા પદાર્થને અર્થાવવા માટે (છિન્ન કરવા માટે) બ્રહ્માને રજો ગુણના ધર્મને લીધે સંકલ્પ થયો ત્યારે પોતાના મુખે ચાર વેદ ઉત્પન્ન થયા છે. વેદ એટલે જાણવું અને જે જાણ્યું તેને વદવું એનું નામ વેદ છે. અર્થાત - બ્રહ્માએ ત્રણ ગુણની તથા ચતુર્થ નિર્ગુણ પર્યંતની જાણીને પોતે વદ્યા માટે વેદ કહેવાયા. તે એવી રીતે

કે બ્રહ્માને ચાર મુખની સંજ્ઞા આપી છે. તેવી રીતે આપણને પણ ચતુર દ્વારથી વેદનો વપાર થઈ શકે છે. તે નીચે મુજબ પ્રત્યક્ષ પ્રમાણ છે.

સાખી :- **નારાયણનો નાભીમાં; પ્રણવ વેદ અંકુર,**
**મુખ નાશા દ્રગ શોત્રએ, વિધિવત્ વકત્ર ચતુર.—૮**
**ચતુર વેદ વાણી ચતુર; ચતુર દ્વારને સ્થાન,**
**ત્રિગુણ નિર્ગુણ ચતુર એ; વેદ વ્યક્તિ ને જ્ઞાન.—૯**

**અર્થ** :- ઉપલી સાખીનો અર્થ એવો છે કે નારાયણની નાભિમાંથી વેદનું અંકુર પ્રણવ રૂપી બીજકમાંથી ઉદય થયેલું છે. તે જેમ બ્રહ્માના ચતુરમુખની સંજ્ઞાઓ ચતુર વેદનો વાપર થયેલો છે, તેવી રીતે આપણા મુખે, નાશાએ, નેત્રે ને કર્ણોએ ચતુર દ્વારે ચતુર વેદનો વાપર થવા જાય છે. તે નાભી, હૃદય, કંઠે અને મુખે એ ચાર સ્થાનકની ચાર વાણી વડે ચાર વેદ ચાર દ્વારે નિર્ગુણ સહીત ત્રિગુણી વ્યક્તિમાં ચાર વેદની ચતુરાઈ શોભી રહેલી છે.

પ્ર.— તમો જ્યારે આ પ્રમાણે ચાર વેદની ઉત્પત્તિ કહો છો ત્યારે તો પ્રથમ ઋગ્વેદ એકલો જ કહેવાયો ને પછી વેદ ત્રણ કહેવાયા તેનું કેમ હશે ?

ઉ.— જે કોઈ વેદ વ્યાસનાં કરેલાં પુસ્તકને વેદ માને છે, તેનો તો ઉત્તર એજ છે કે પ્રથમના ઋગ્વેદ ઉપરથી બાકીના વેદોમાં રહસ્યનું સ્પષ્ટીકરણ કરેલું એજ ઉત્તર છે. એટલે પ્રથમ ઋગ્વેદ એકલો ને બાકીના પછીથી કહેવાયા ને અંતર પ્રદેશના અનુભવથી વેદોત્પત્તિનો ઉત્તર પૂછતા હો તો તેનો ઉત્તર એવો છે કે વેદની ઉત્પત્તિ થવા માટે અક્ષરોનો ઉચ્ચાર થતા પહેલાં નાભીની વિષે નારાયણની સત્તામા ગુહ્ય રહેલો ૐકાર છે તે મધ્યેથી શુદ્ધ અંતઃકરણના મન સંકલ્પે અકાર ધ્વની ઉઠયો તેને

પરા વાણીનો અથર્વ વેદ એટલે વૈરાટ બ્રહ્માંડના સમસ્ત તત્વોની અથથી તે ઈતિ પર્યંતનો વિવિધ પ્રકારે નામ, રૂપ, ગુણ, લક્ષણની આદ્યે પંચીકરણના તત્વોનો યોગ મળ્યાની તથા પંચીકરણનો ભાગ ત્યાગ કરવાનો ને દરેકની શક્તિ સહિત કારણ કાર્યનું વિનય કરવા સંકલ્પ દ્રઢાવીને અકારધ્વનિ ઉદ્‌ભવ્યો; તેને અથર્વવેદ કહેવામાં આવે છે. અકારધ્વનિ હૃદયસ્થાને આવીને અક્ષરનું રૂપ બંધાયું; તે સમયે જે તત્ત્વનો વિનય જણાવવા ઉચ્ચાર કરવો છે, તે વસ્તુ પર બુદ્ધિથી વિવેક કરી એકાગ્રતા થાય છે, તેને પશ્યન્તિ વાણીનો સામવેદ કહેવાય છે. એ પ્રમાણે કંઠાગ્રે આવતાં જે વસ્તુનો વિનય કરવો છે, તેનું રૂપ, ગુણ, લક્ષણ વગેરે ચિત્ત અંતઃકરણથી સમજાયું; ત્યારે મધ્યમાં વાણીનો યજુર્વેદ જાણવો; ને છેવટે વિનય કરવા જેવી વસ્તુનો અહંકાર અંતઃકરણથી વિનય કરી ઉચ્ચાર કરવો; એટલે અક્ષરો છુટા પડે; તેને વૈખરી વાણીનો ૠગ્વેદ જાણવો. એ પ્રમાણે ચતુરવાણીયુક્ત ચારે વેદની ઉત્પત્તિ ચતુરસ્થળે ચતુસ અંતઃકરણથી થાય છે તે કહી, તે વળી કેવી રીતે છે, તે વિષે –

સાખી - **પરા અક્ષર નાભી સ્થળે; પશ્યતિ હૃદ સામ.**
**યજુર મધ્યમા કંઠની; મુખ વૈખરી ઋગ્ નામ.– ૧૦**

ઉપર પ્રમાણે ચાર વેદને ઉત્પન્ન થતાં ચાર પ્રકારની રિદ્ધિ સમગ્ર એકઠી થાય છે.

પ્ર. – કે ચાર પ્રકારની રિદ્ધિ કઈ કઈ તે કહો જો ?

સાખી- **મન વાણી શ્વાસાક્ષરઃ એ ચતુર વેદની રિદ્ધ.**
**પ્રવણ કલ્પ વિસ્તારતુ; સાક્ષી વડે પ્રસિદ્ધ.– ૧૧**

એ ચાર પ્રકારની રિદ્ધિ સાક્ષીની સત્તામાં રહેલી છે. તેમની સત્તામાં રહે ત્યારે મનના ચતુર વિભાગ તે અંતઃકરણથી

વેદોત્પત્તિ થાય છે. ને ગમે તે વાણીના અધિકારમાં વાપરીને પ્રવણ કલ્પનો વિસ્તાર કર્યા કરે છે પણસર્વ સ્મૃધિ સાક્ષીથી સચેત રહે છે.

પ્ર. – ચાર વાણીનો વાપર સર્વ લોકમાં સામાન્ય હશે ? કે દરેકના અધિકાર પ્રમાણે હશે ?

ઉ. – વેદીઆભાઈ ! વાણીનો વાપર સઘળે સરખો નહિ પણ ફરક છે. મુખ્ય વાણી તે મુખ્ય સ્થાનકના લોકમાં વપરાય છે.

સાખી – **પરાબ્રહ્મ જ્યોતિ વદેક, પશ્યન્તિ ગુણશક્ત.**
**મધ્યમા દેવ સમસ્તમાં; મનુષ્ય વૈખરી યુક્ત. – ૧૨**

આ પ્રમાણે મુખ્યવાણીનો વાપર મુખ્યસ્થાનના લોકમાં થાય છે તે જાણવું.

પ્ર.– તમોએ જે વેદની ઉત્પત્તિ જણાવી તેમાં તમે તો પ્રથમ અથર્વ વેદ ઉત્પન્ન થયેલો કહો છો અને ઋગ્વેદ છેવટે ઉત્પન્ન થયેલો કહો છો. પણ પરંપરાના આચાર્યોનું કહેવું કે વેદનું ઉત્પન્ન થવું, તે તમારા કહેવા પ્રમાણે છે જ નહિ માટે તમારૂ કહેવું ઘણું ઉલટું છે. ને પ્રથમ તો ઋગ્વેદ ઉત્પન્ન થયેલો છે, એવું અમને તો સમજાય છે.

ઉ. – ઋગવેદ છેવટે ઉત્પન્ન થયેલો છે, એવું અમારૂં કહેવું ઉલટું નથી, પણ તમારૂં સમજવું ઉલટું છે.

પ્ર. – અમારૂં સમજવું કેવી રીતે ઉલટું છે ? સર્વ કોઈ કહે છે તેજ અમો કહીએ છીએ.

ઉ. – અમોએ જે અથર્વ વેદની આદ્યે ચતુર વેદને ઉત્પન્ન થયાનું લક્ષણ તમોને કહી સંભળાવ્યું ખરૂં પણ તેની સમજ તો હજુ તમારા લક્ષમાં આવી હશે જ નહિ અર્થાત્ - તમોને સમજાયું હશે જ નહિ કારણ કે તમારી વૃત્તિ બહિર ભાવનાની છે. માટે એકદમ અન્તર પ્રદેશની હકીકતને સમજી શકાય જ

નહિ. તમો તો ફક્ત કહેતા કહેતી કહી જાઓ ખરા પણ તમોને તેનો અનુભવ થાય નહિ.

પ્ર.– ત્યારે કહો જોઈએ આ જગતમાં પ્રસિદ્ધ ઋગવેદ પ્રથમ કેવી રીતે ઉત્પન્ન થયેલો કહેવાયો ? અને ત્યાર પછી ત્રણ વેદ કેવી રીતે કહેવાયા ?

ઉ. – કે જે ઋગવેદ છે તે વૈખરી વાણી યુક્ત છે. અને એ પ્રથમ કહ્યા પ્રમાણે મુખવડે ઉચ્ચાર થયા પછી ઋગવેદ એ નામ ધારણ કર્યું છે માટે સગુણ તથા નિર્ગુણના તરફથી હકીકતનું વિસ્તાર સહિત વર્ણન કરવા સારૂ પ્રથમ ઉચ્ચાર કરવો તેનું નામ ઋગવેદ કહે છે. ને ઉચ્ચાર થયેલા શબ્દો પર ધ્યાન દઈને અમુક તત્વનું મનન કરવું તે કંઠે રહેલી મધ્યમા વાણીનો યજુર્વેદ સમજવો. તે એવી રીતેકે જેમ જેમ શબ્દોચ્ચારનો સાર મનન વડે સમજાતો જાય અને દરેક તત્વનો વિવેક સમજાય ત્યારે યજુર્વેદ સમજવો. પશ્ચાત મનન કરેલા તત્વનો એટલે સગુણ અથવા નિર્ગુણ ઉપાસનામાં પ્રવર્ત રહેવા સારૂ દરેક ઉપાસ્યપદનો અધ્યાસ નિરંતર હૃદયકમળમાં રાખી રહી કરેલા શ્રવણ મનનનો નિદિધ્યાસ રાખવો. અને અમુક ઉપાસ્ય પદમાં લક્ષાકાર થયા પછી પુનર્પી શ્રવણ કે મનન કરવાની જરૂર રહે નહિ, પણ ઉપાસ્ય પદથી પરોક્ષ દાવે રહે ત્યારે હૃદયસ્થાનની પશ્યન્તિ વાણીનો સામવેદ જાણવો. આ પ્રમાણે ત્રીધા ભાવે શ્રવણ, મનન, અને નિદિધ્યાસમાં જ વિદ્વાન પુરૂષો પરમાત્માનું વર્ણન કરે ખરા પણ સ્વરૂપથી પરોક્ષ રહીને વેદ ત્રૈનો પોતે વાપર કરી રહે છે. માટે વેદત્રૈ જગપ્રસિદ્ધ પ્રથમ ઋગવેદથી ગણાય છે. અને આગળની પરાવાણીના અથર્વ વેદનો યોગ્ય વાપર ઘણા ખરા કરી શકતા નથી. તેમ તેની યુક્તિ પણ જાણી શકતા નથી. કારણ કે એ ક્રિયા ઘણી કઠીન

છે. ત્યાં સુધી આ જગતમાં વેદ ત્રૈનો આડંબર રાખીને વિદ્વાનોએ ત્રણ વેદને આદી અનાદી ગણ્યા છે, અને પશ્ચાત અમુક વેદનો સાર ગ્રહણ કરીને કોઈક વિરલ પુરૂષો અંતર પ્રદેશના અનુભવી થઈને ઉપરના કહ્યા પ્રમાણે ત્રણ વેદની ત્રણ વાણીનો વેગ નાભી સ્થળે પ્રણવ સાધન દ્વારાએ પરા વાણીમાં અર્પણ કરે એટલે અકાર વાણીનો અથર્વ વેદ કહેવાયો. જે સમયે ત્રણ વેદની ઉપરાંત ઉલટ ક્રીયા પ્રમાણે લક્ષાકાર થયેલી વૃત્તિ તે ૐકારના સાધનથી સ્વરૂપાકાર થાય છે. ત્યારે એવા સંયમી પુરૂષોનું કર્તવ્ય અને અંતઃકરણનો વિચાર એવો થાય છે, કે –

સાખી – **વાક્‌વાદને લોપવા, સંત તણો વિચાર,**
**પરાને પહોંચી શકે; તેવો કરે ઉચ્ચાર – ૧૩**

માટે આ પ્રમાણે પ્રથમ ઋગવેદની આદ્યે ત્રણ વેદોથી શ્રવણ મનન ને નિધિધ્યાસન વડે છેવટે નાભીના અથર્વેદનો અધિકાર સંયમી પુરૂષોથી જ લઈ શકાય છે. માટે ત્રણ વેદથી તથા ત્રણ વાણીથી પર પરા વાણી યુક્ત અથર્વેદ નાભીમાં રહેલો છે, તે યોગી પુરૂષો અંતર પ્રદેશના પ્રણવજય સાધન વડે અથર્વેદનો અધિકાર લઈ શકે છે. અને બાકીના ઉપલક વાક્ ચાતુરી વિદ્વાનોને અંતર પ્રદેશના નિજાનંદનો લાભ કદાપિ થતો નથી. એનું કારણ એજ કે અથર્વેદની ઉત્પત્તિ પ્રથમ છે, ને તેનો અધિકાર છેવટે લેવાય છે, તે વિષે દ્દષ્ટાંત :– એક બંદૂક અથવા તમંચાનો અવાજ કરનાર તમંચામાં ગોળીઓ ભરીને અવાજ કરે ત્યારે છેવટે ભરેલી ગોળી તે પ્રથમ નીકળે છે, ને પ્રથમની પૂરેલી ગોળી છેવટે નીકળે છે. એ પ્રમાણે પ્રથમનો ઉદય થયેલો અથર્વેદ છેવટે પ્રકાશ થાય છે તને પછીથી બનેલા ઋગવેદનો વાપર ઉપરના દ્દષ્ટાંતે પ્રથમ થાય છે. એ પ્રમાણે ચાર વેદનું તથા

ચાર વાણીની ઉત્પત્તિનું કહ્યું તે અનુભવ સાથે વેદોત્પત્તિનો મર્મ અનુભવી પુરૂષોને જ સમજાશે. બાકીના વાક્ વિદ્વાનોને તો અંતર પ્રદેશના અનુભવની જરૂર નથી. તેમ વેદ સિદ્ધાંતમાં તદાકાર થવાની આકાંક્ષા પણ નથી. તે તો બનેલાં તત્ત્વોનું વર્ણન કરેલાં લેખી પુસ્તકોને જ વેદ માનીને તેના શબ્દ વેધુ થઈને માત્ર ઉચ્ચાર દ્વારાએ નિયમબંધી લાંબા કે ટૂંકા સ્વરથી ચાર વેદના શ્રુતિ પોકાર કર્યા જાય છે; અને એજ પ્રમાણે કરેલા કર્તવ્યને તથા પોતાના પુરૂષાર્થને મહદ્ માની વેદીયાનો અધિકાર લઈને ફરે છે. અને એવા અધિકારથી કર્મકાંડ, ઉપાસના કાંડને પરોક્ષ પણે જ્ઞાન કાંડ સાચવીને સચવાવે છે. પણ ખરૂં રહસ્ય વેદના સ્વરૂપનું શું છે, તે જાણતા નથી.

પ્ર. – કે એતો ઠીક વેદનું તથા વાણીનું ઉત્પન્ન થવું. તે તો સર્વ સમજાયું પણ ચાર વેદનું લક્ષણ તથા કર્તવ્ય તે માત્ર શબ્દોચ્ચાર કરવો એજ છે ? કે દરેક સ્થાનક પ્રમાણે તથા વાણીના ભેદ પ્રમાણે દરેક વેદનું લક્ષણ ને કર્તવ્ય ભિન્ન ભિન્ન હશે ?

ઉ. – કે ચાર વેદના કર્તવ્યમાં તથા લક્ષણમાં ઘણો જ ફેર છે. માત્ર વેદને ભણીને કે માત્ર વેદનો ઉચ્ચાર કરવાથી વેદને મહદ્ માનીએ નહી. પણ દરેક વાણીના યોગ પ્રમાણે તથા નાભી, હૃદય, કંઠ ને મુખ એ ચાર સ્થાનકના ગુણ પ્રમાણે ભિન્ન ભિન્ન લક્ષણને કર્તવ્ય છે તે વિષે.

સાખી– **પરા પ્રવણ સાધતી; પશ્યન્તિ વિચાર.**
**મધ્યમા ઘાટ વિલોકતી; વૈખરી ઉચ્ચાર. – ૧૪**

અર્થ :– આ સમસ્ત ઉત્પન્ન થયેલા વૈરાટ બ્રહ્માંડનાં તત્વોની આદ્યે ૐકારરૂપી આત્મ સ્વરૂપ સહીતના બનાવનો વિવિધ પ્રકારે વિનય કરવા માટે ઉપરની સાખી પ્રમાણે ચાર વેદનું

લક્ષણ અને કર્તવ્ય છે. તેમાં પરા વાણી વડે નાભી સ્થાનના ૐકારનું નિર્વિકલ્પ ભજન થાય છે. તથા દરેકનું વર્ણન કરવામાં પ્રથમ સંકલ્પ થાય છે. તેવા ઉભય કારણરૂપ પરાવાણીના અથર્વેદનું લક્ષણ તથા કર્તવ્ય છે. ત્યારપછી થયેલા સંકલ્પને કેવીરીતે સિદ્ધ કરવો. તેવો એકાગ્રતાપણે વિચાર થવો તે પશ્યંતિ વાણીના સામ વેદનું લક્ષણ તથા કર્તવ્ય છે અને વિચાર પ્રમાણે ઉચ્ચાર કરવા માટે તેનું રૂપ ગુણ ને લક્ષણ ઓળખી તે પ્રમાણે શબ્દનો ઘાટ રચવો તે મધ્યમા વાણીના યજુર્વેદનું લક્ષણ અને કર્તવ્ય સમજવું; તેમજ રચેલા ઘાટ પ્રમાણે શબ્દનો ઉચ્ચાર કરવો, તે વૈખરી વાણી યુક્ત ઋગવેદનું લક્ષણ અને કર્તવ્ય સમજવું. આ પ્રમાણે વૈરાટ બ્રહ્માંડના સગુણ તત્વોનું તથા નિર્ગુણ બ્રહ્મનું વર્ણન કરી બતાવવામાં વેદનું, વાણીનું, ને સ્થાનકનું લક્ષણ ને કર્તવ્ય છે. ને સર્વે તત્વોનો સાર સમજીને પાછા ઉદય સ્થાનમાં નિર્વિકલ્પરૂપે થવા માટે તો રૂગવેદથી તે અથર્વેદ પર્યંતની ઉલટ ક્રિયા કરવાની જરૂર છે તે વિષયનું વૃતાંત ઋગવેદની આદ્યે ચતુર વેદનું કર્તવ્ય કરવાનો વિધિ આગળ આવી ગયો છે તે સર્વ હકીકત જ્ઞાની પુરુષોને જ સમજાશે. બાકીના સામાન્ય બહિરમુખ બુદ્ધિવાળાનું કામ નથી. તેમને વેદોત્પત્તિનો મર્મ સમજવા માટે તો દર્શનીક દ્રષ્ટાંત એવું છે, કે જેમ એક બીજકથી આખા વૃક્ષનો વિસ્તાર અનુક્રમે થયાં જાય છે તે પ્રમાણે અથર્વેદની આદ્યે ચારે વેદને સમમાનુંસાર સૃષ્ટિની વ્યક્તિ પ્રમાણે ઉત્પન્ન થવું જ પડે છે.

પ્ર. – સૃષ્ટિની વ્યક્તિ પ્રમાણે વેદને અવશ્ય ઉત્પન્ન થવું જ પડે એવી સાબીતી શી હશે ?

ઉ. – વેદને અવશ્ય ઉત્પન્ન થવું જ પડે, તેની સાબિતી એજ

કે પ્રથમ નાભીથી જે સંકલ્પ થાય છે, તે પરિણામે સિદ્ધ થાય છે. ને પરિણામે સિદ્ધ થાય છે ત્યારે જ અમુક કાર્ય પૂર્ણ કહેવાય છે. એવો આખી સૃષ્ટિનો ધર્મ છે, તે બહિર પ્રદેશની વ્યક્તિ પ્રમાણે અંતર પ્રદેશના દ્રષ્ટા તેવો ધર્મ બજાવે છે, એ સાબિતી છે. વળી બીજી સાબિતી એજ કે પ્રથમ ઋગવેદ પ્રગટ થયો ને ત્યાર પછી વેદ ત્રૈ કહેવાયા. ત્યારે વિચારો કે પ્રથમ એક વેદનો ઉદય થયો, ને પછી એકથી ત્રણ થયા તો એમને કોણ કહેવા ગયું હતું ? પણ એ તો આપોઆપ પોતાની જાણ માણ પ્રમાણે તથા પોતાની શક્તિ પ્રમાણે પોતાનો ધર્મ બજાવે છે. જેમ આજના સમયમાં અનુભવી મહાપુરૂષો પોતાના અનુભવથી નવીન ગ્રંથો તૈયાર કરે છે, તે કોઈના આગ્રહથી કરતા નથી પણ પોતાની જ્ઞાનશક્તિ પ્રમાણે કરે છે. તેવી રીતે બ્રહ્મા વીરંચીથી વેદ ઉત્પન્ન થયા છે તે તેમના રજોગુણી કારણ દેહના કારણે શુદ્ધ અંતઃકરણના શુદ્ધ વિચારે વેદ અનુકામે ઉત્પન્ન થયા છે. તે કુદરતી બન્યા છે એવું કહીએ તો પણ ચાલે.

પ્ર. — એ તો ઠીક પણ વેદની સમૃદ્ધિ ને વેદમાં વપરાતા બાવન અક્ષરો છે. એ અક્ષરો એજ ચાર વેદની સંમૃદ્ધિ જાણવી એમ ખરૂં કે ?

ઉ. — હે પરંપ્રિય આત્મ બંધુ; આગળનો જરા વિચાર કરો કે, માત્ર અક્ષરો એજ વેદની સંમૃદ્ધિ છે, એવું અમોએ ક્યારે કહ્યું છે ? પાછળ કહ્યું છે કે, અક્ષરોની ઉત્પત્તિમાં અકાર ધ્વનિ છે. તે ૐકારના અંગનો અમુક ધ્વનિ છે. અને મન તથા શ્વાસા સ્વર સંયુક્ત છે. એ સાક્ષીની સત્તાથી વાણી દ્વારા એ અક્ષરો ઉચ્ચારાય છે. ત્યારે એ અક્ષરો તથા વાણી, મન, શ્વાસ એ ચાર વેદની રિદ્ધિ છે. તે મુખથી, નેત્રથી, કાનથી ને નાસીકાથી એ ચારથી વેદ વપરાય છે. વેદનો અર્થ એજ કે વેદ એટલે

જાણવું માટે ઉપર કહ્યા પ્રમાણે સાક્ષીને અથવા સાક્ષીને સ્વાધિન રહેલી સર્વ તત્ત્વ રૂપી સ્મૃદ્ધિ હકીકત જાણે ત્યારે સમજવું કે વેદના સ્વરૂપને જાણ્યું.

પ્ર. કે અક્ષરોની ઉત્પત્તિ થાય છે તે તો સર્વ સમજાયું, પણ અક્ષરોની ઉત્પતિના મૂળ રૂપે આદિ ૐકાર રહેલો છે. અને એ અવ્યય છે, અરૂપ છે તો તે એટલે ૐકારનો ઉચ્ચાર કેવી રીતે થઈ શકે ?

ઉ. – કે ભાઈ આ તમારા પ્રશ્નનો ઉત્તર હું તમને કહીશ. પણ તે તમને બીલકુલ રૂચશે નહિ. કારણ કે આ જગતમાં જે જે વેદજ્ઞ વિદ્વાન પુરુષો જોવામાં આવે છે. તે સર્વ માત્ર બાવન અક્ષરોની માફક "ૐ" એવું મુખ વડે ઉચ્ચાર કરીને સમસ્ત અક્ષરમાળાનાં પુસ્તકો ભણી જવાથી અમો ૐકારના અધિકારી છીએ એવી મમતા ધારણ કરીરહેલા અમારા જોવામાં આવે છે. અને એજ પ્રમાણે વાક્ ચાતુરાઈ જણાવીને અમૂક દેવની સહસ્ત્ર નામાવળીમાં કે વિવિધ અલંકાર યુક્ત, સ્તુતિમાં કે યજ્ઞાદિક કર્મ કાંડમાં કે અનુષ્ઠાન જપમાં તથા માયક કે અમાયક સંજ્ઞા સૂચક ઉપદેશમાં કે સંધ્યા જપમાં મુખ વડે ઉચ્ચાર કરીને વેદોક્ત વાયુ રાણોક્ત કર્યા કરે છે અને યમ નિયમાદી પ્રાણાયામ કરે છે ખરા, પણ ૐકારના મૂળ સ્વરૂપના ધ્યાનનો લોપ કરીને લાંબા કે ટુંકા સ્વરથી શબ્દ જાળના અધિકારી થઈ રહે છે. માટે આ વિષેની વાર્તા કરવાથી સર્વને દેશમુડા જેવું ઉલટું લાગશે.

પ્ર. – કે શું ? એ પ્રમાણે નહિ ત્યારે ૐકારનો ઉચ્ચાર વળી બીજો કેવી રીતે થતો હશે.

ઉ. – કે વેદીઆભાઈ, એ વિષેમાં તમે અજાણ્યા કેમ થાઓ છો ? શું મૂળ આચાર્યોએ એ વિષેનું આપણને સંધ્યામાં સૂચવ્યું

નથી ? કદાપી યાદ ન હોય કે શ્રવણનું મનન કરવાનો ક્રમ પકડીને શું ભણીએ છીએ. તેના ઉપર ધ્યાન રાખવાનો તમને બીલકુલ વિવેક ન હોય તો વિચારો કે ન્યાસમાં કહ્યું છે કે "અકાર નાભૌ, ઉકાર હૃદયે, મકાર મુર્ધ્વનિ" એવા ઉચ્ચારથી હાથની આંગળી અડાડીને ઉપરના કહ્યા પ્રમાણે સ્થાન પર સંજ્ઞા કર્યા જાઓ છો. પણ વિચારો કે. 'ચકાર મુર્ધ્વનિ' એટલે ઉર્ધ્વ પ્રદેશે ચકાર શબ્દનો ધ્વનિ તમે મુખથી ઉચ્ચાર કરીને કેવી રીતે નિવેદન કર્યો ? તે કહો. વાક ચાતુરીયે "ૐ" એવો ઉચ્ચાર કરીએ તે તો મુખે વેખરી વાણી રહેલી છે, તે વૈખરીમાં જ બોલાયો. હવે ઉપરના સિદ્ધાંતે "ૐ"કાર ધ્વનિ તે વૈખરી વાણીના ખાતા જેવો ગણવાનો નથી. કારણ કે વેદ, શાસ્ત્રો, ભાગવત, ગીતા અન્ય વ્યવહારીક ગ્રંથો કે સ્તોત્ર છંદ સહિત ગદ્ય પદ્યથી વપરાતાં પુસ્તકોની અંદર બાવન અક્ષરોત્પત્તિનું મૂળસ્થાન ૐકાર છે. અને તે આપના આપ સ્વરૂપનું ભાન કરનાર ૐકાર ધ્વનિ એકલો જ છે. માટે ૐ ધ્વનિ તે અ, ઉં, ને મ, આ ત્રણ અક્ષરોની જોડણીનો છે. પણ તે સ્વાભાવિક કુદરતી છે. માટે આકારનું નાભીસ્થાન ૐકારનું હૃદય સ્થાન, ને મકારનું મુર્ધ્વ સ્થાન એ ત્રણની હદમાં સદાકાલ ૐકારનું ભજન સ્મરણ કરવાની ક્રિયા તે વાક્ ચાતુરાઈથી થતી નથી પણ તે તો પ્રાણાયામની ક્રિયાથી સંત પુરૂષો કરી શકે છે તે માટે કહ્યું છે કે -

સાખી – **વાક વાદને લોપવા; સંત તણો વિચાર,**
**પરાને પહોંચી શકે; તેવો કરે ઉચ્ચાર. – ૧૫**

માટે પરાનું સ્થાન નાભી અને બ્રહ્મરંધ્ર ગણાય છે. અને નાભીથી તે રંધ્રસ્થાન પર્યંતનો અધિકાર સંયમી પુરૂષો માત્ર પ્રણવ ધ્વનિથી લઈ શકે છે તે એવું સમજી ને કે –

"પ્રણવ વૃક્ષ કે ૐ બીજ" એ સાધનનું સુખ અન્ય વાક્ ચાતુરી વિદ્વાનોને કે વ્યાકરણ શાસ્ત્રીઓને કે કર્મોપાસકોને તથા ગાન તાનાદિક ભક્તિ કરનારને પ્રાપ્ત થતું નથી. એ સર્વે તો નાસીકાયુક્ત મુખ વડે શ્વાસો-શ્વાસ લઈને અધો અર્ધના શ્વાસથી ચતુર વેદાદી પુસ્તકોનો વાપર કરે છે તે એવી રીતે કે પોતે શ્વાસ લે છે ને તેવા અધોઅર્ધના શ્વાસથી મુખે ઉચ્ચાર કરે છે. ને તે ઉચ્ચાર કાને સંભળાય છે, નેત્ર વડે જોઈને પુસ્તકો વંચાય છે એ પ્રમાણે અધો અર્ધના શ્વાસથી થયેલા શબ્દનો વ્યવહાર સગુણ પક્ષમાં ચાલે છે ને નિર્ગુણ પક્ષના ઉર્ધ્વ પ્રદેશના શ્વાસની લક્ષણાનો ત્યાગ કરી અમુક માર્ગના પંડિતાઈનું અભિમાન ધારણ કરી રાખે છે. કદાપિ એવા વિદ્વાનો વેદાન્તના સિદ્ધાંતનું.રહસ્ય સમજી લઈને "અહંબ્રહ્મ" "શીવોહમ્" એવા વાક્યોના વિવેકી થાય તો પણ તે માત્ર અધો અર્ધના શ્વાસથી મુખવડે કહેવા જેટલો જ વિવેક સમજાવો. અને એ થકી ઉપરાંત ઉર્ધ્વ પ્રદેશના મકાર ધ્વનિની હદમાં કોઈપણ પ્રવેશ કરી શકતા નથી. કારણ કે ઉર્ધ્વ પ્રદેશે પ્રણવ ધ્વનિ ગયો એટલે સર્વ વાણીનો લોપ થયો એટલે શબ્દોચ્ચાર થાય નહિ. અને શ્વાસોશ્વાસ તે શમદમ થઈ રહે છે. સમદમ થવાયુ એટલે ચાર વાણીને ચાર વેદની હદ ક્યાં સુધી, અને ચાર વેદનું વિત્ત તથા વેદનું સ્વરૂપ અને વેદને ઉદયે થવાનું અંકુર એ સર્વ હકીકતનો અનુભવ ઉર્ધ્વ પ્રદેશ ગયાથી પ્રત્યક્ષ થાય છે.

પ્ર. — કે જ્યારે શમ દમ થયા ને બોલવાનું બંધ રહ્યું ત્યારે ફક્ત ૐ એકલો ગુહ્ય ઉચ્ચાર થાય છે, એવું તમે કહો છો, ત્યારે ૐ એકલા ઉચ્ચારનું ભજન કરવાથી વેદનાં કે શાસ્ત્રનાંકે ભાગવત ગીતાજીનાં પુસ્તકો વાંચવો જેવો આનંદ તો નહિજની ?

ઉ. – કે ૐકારના સ્મરણનો મહીમા કેવો છે. તે તમો જાણો છો ? કે જેમાંથી પંચતત્વો, ગુણ, ઈંદ્રિ, અને પ્રાણવાયુ વગેરે દ્રશ્યાદ્રશ્ય પદાર્થો તથા વેદમાં કહ્યા પ્રમાણે બાવન અક્ષરો ને વાણી સહિતનો ઉદ્‌ભવ થવાનું એજ સ્થાન છે. માટે એવા ઓમકારનો અનુભવ કરવો એજ સર્વ ગ્રંથોનો સાર સમજવો. ઓમકારનો અનુભવ કરીને તેની યુક્તિ પ્રમાણે ભજન સંયમ કરનારની બહિર વૃત્તિને સમયે અંતર પ્રદેશે સ્થિર થાય છે, એટલું જ નહી પણ આપોઆપ ચૈતન્યમય તદાકાર થવાય છે. તો આ પ્રમાણે સ્થિતિ થવાને માત્ર વાચક શક્તિ મેળવીને પુસ્તકો વાંચવા તે કામ લાગશે નહિ. એવું મહાત્મ ઓમકાર રૂપી બીજ ક્યાં રહેલું છે. માટે ઓમકારનું ભજન સ્મરણ કરવાની યુક્તિ શ્રી સદ્‌ગુરૂ પાસેથી યથાર્થ શીખી લેવાની અવશ્ય જરૂર છે. કારણ કે પ્રથમ વેદનો ઉદય તથા બ્રાહ્મણના કર્તવ્યમાં મૂળ મંત્ર **ગાયત્રીનો ઉદય ઓમકાર રૂપી બીજકમાંથી થયેલો છે.** માટે ઓમકારનું ભજન કરવાથી સર્વ પુસ્તકોનો સાર આવી જાય છે. અને એ જ કર્તવ્ય આત્મ નિવેદન છે, વળી સર્વ દેવતાઓને પણ અર્પણ થાય છે, જેમ વૃક્ષના થડમાં પાણી સીંચવાથી આખા વૃક્ષની શાખાઓને તથા પત્ર, ફુલ, ફળ વગેરે સર્વને પાણીનો લાભ મળે છે. વળી જઠરમાં ખોરાક પહોંચાડવાથી શરીરની સર્વ ઇંદ્રિયો સહિત રોમે રોમમાં ખોરાકનું સત્વ પહોંચી શકે છે, તેમ ઓમકારનું ભજન કરવાથી સર્વ દેવતાઓ સંતુષ્ટ થાય છે.

પ્રશ્ન – કે અહો ઓમકારનું ભજન કરવાનું મહાત્મ તો તમે ઘણું જ શ્રેષ્ઠ બતાવ્યું, અને આ પ્રમાણે સિદ્ધાન્ત સમજી લેતાં વેદનું ઉદય સ્થાન તો પ્રથમ પ્રણવરૂપી બીજકમાંથી સિદ્ધ થયું. ત્યારે જે વૃક્ષ બીજકમાંથી ઉત્પન્ન થયું ત્યારે તેની શાખા, પત્ર,

ફુલ, ફળ, છાયા, રંગ, ને ભાવના વગરે કોને સમજવાં ? કારણ કે એ પ્રણવ કલ્પતરૂ કહેવાય છે. માટે તેનો વિસ્તાર કરીને સ્વરૂપ અમને સમજાવો.

ઉત્તર – હે વેદવેત્તાભાઈ ! પ્રણવ કલ્પતરૂનો વિસ્તાર પરમગુરુ શ્રી कुबेर स्वामि, જે જીલ્લે ખેડા તાલુકે આણંદના સારસાપુરી મધ્યે જ્ઞાન સંપ્રદાયના આદ્ય સ્થાપક થઈ ગયા કે જેણે પંચમ સુક્ષ્મ વેદનું પ્રતિપાદન કરીને આ જગતના મુમુક્ષુ સંત હરિજનોને તારવા માટે આ ન્યાય સિધ્ધાંતના અનુભવ સાથે સકર્તા સિદ્ધાન્ત જણાવ્યું તેમણે પરમ સિદ્ધાન્ત પ્રણવ કલ્પતરૂ નામના ગ્રંથમાં તમારા પ્રશ્નનેઅનુકુળ આવે એવું વિવેચન કરેલું છે. એ ગ્રંથને કેટલીક ટીકા મલતી આવે એવું એજ આધારથી હું તમને પ્રણવ કલ્પતરૂનો વિસ્તાર કહુ તે સાંભળો.

હવે પ્રથમ તમને સમજ પડવા સારૂં સુચના કરૂં છું કે, પ્રણવ કલ્પતરૂ તે આખા વૈરાટ બ્રહ્માંડમાં વિસ્તાર પામેલું એવું વૃક્ષ સમજવું. હવે આખા વૈરાટની વ્યક્તિનો અનુભવ આપણી લઘુ બુદ્ધિથી થઈ શકે નહિ, માટે પ્રથમ આપણા શરીરની વ્યક્તિ પર ધ્યાન લઈને વિચારો અને પિંડનું તથા વૈરાટ બ્રહ્માંડનું એકીકરણ પાછળથી થઈ શકશે, માટે પ્રથમ પિંડના તત્વો પર ધ્યાન રાખીને માંહેલી વસ્તુનો વિચાર કરો કે પુરક, રેચક વિનાનો સમદમ રહેલો **ૐકાર તે પ્રણવ કલ્પતરૂનું બીજ છે.** એ ૐકાર રૂપી બીજકમાં પુરૂષ પ્રકૃતિને ગુણના ભેદવાળું સક્ષ્મ અંકુર રહેલું છે તેથી પુરૂષ પ્રકૃતિના ભેદનો ત્રિગુણ બળે કરીને ઉલટ સુલટ ગતિવાળો વિસ્તાર પામેલો દમ ચાલતો થયો, (વધુ વિગત પંચશ્વસમવેદમાં જુઓ) એને પ્રણવ કલ્પતરૂ કહેવાય છે. એટલે પિંડમાં તથા વૈરાટના મહદ્

પ્રણવમાં ગતિ કરનાર પ્રણવ કલ્પતરૂ કહેવાય છે. અને તેની અંદર રહેલાં ગુહ્ય તત્વો છે, તે એવી રીતે કે ચાર વાણી એની શાખા છે. બાવન અક્ષરો એનાં પત્ર છે. માત્રાલંકાર એની લતાઓ છે. ચાર વેદ ખટશાસ્ત્ર એના પુષ્પ છે. ગીરાવાણી એની સુગંધ છે. અકાર, ઉકાર ને મકાર પર્યંતમાં એનો વિસ્તાર છે. ગાયત્રી તે ઉપર કહેલા વિસ્તારવાળા પ્રણવકલ્પતરૂની સૂર્યના પ્રમાણ જેવી માપ દર્શક બ્રહ્મમય ભાવના છે. અને છેવટે બ્રહ્મ સિદ્ધાંતમાં ચાર વેદ મધ્યેનાં દ્વાદશ મહાવાક્ય એ પ્રણવકલ્પતરૂનાં ફળ છે અને સાત કમળચક્ર તે એ વૃક્ષથી શાખાપત્રો ખીલવાની અનુક્રમે સાત ગ્રંથીઓ છે. વળી ધારણા ધ્યાનને સમાધી એ વૃક્ષની છાયા છે. વળી જ્ઞાન ભક્તિને વૈરાગ એ વૃક્ષનો રંગ છે. એ પ્રમાણે પ્રણવકલ્પતરૂનો વિસ્તાર આ પિંડમાં તથા વૈરાટ પર્યંતમાં વિલસી રહેલો છે.

પ્ર. – કે પ્રણવકલ્પતરૂના વિસ્તાર રૂપી વિનય તો ઘણો જ સારો કર્યો પણ પ્રણવકલ્પતરૂરૂપી વૃક્ષનો વિસ્તાર આ પિંડમાં તથા વૈરાટ પર્યંતમાં વિસ્તરેલો છે, તેની શાસ્ત્રીય પ્રમાણે સાબિતી શી હશે ? માટે સાબિત કરી માનવા જેવું પ્રમાણ કહો જો ?

ઉ. – કે વેદીયાભાઈ પ્રણવકલ્પતરૂનોવિસ્તાર આ પિંડમાં તથા વૈરાટમાં વિસ્તરેલો છે તેનું પ્રમાણં માગો છો. તો એ પ્રમાણની તમને હજુ અપેક્ષા છે ? શું આટલી પ્રત્યક્ષ પ્રમાણવાળી વાર્તા કરવાથી તમને અનુભવ સિદ્ધ થયુ નહિ ? તે પરમુખની વાર્તા ઉપર આકીન રહે છે ? શું તમને તમારૂં તપાસવાની ગમગતિ પહોંચતી નથી ત્યારે જ આવાં પ્રમાણો માગવાની તૃષ્ણા રહે છે. ભલે પ્રમાણો માગતા હો તો એ પ્રમાણ દરેકને અજાણ્યું નથી. કેમ જે હંમેશાં આપણે આહ્નિકના

સમયે ગાયત્રીમાં ભૂ, ર્ભુવઃ સ્વઃ મહઃ જનઃ તપઃ સત્યં, એ તત્વોનુંભજન કરીએ છીએ તે વૃત્તિને વૈરાટના તત્વોનું ભાન કરવા માટે કરીયે છીએ એ જ મુખ્ય પ્રમાણ છે. કારણ કે ગાયત્રી જપ કરતી વખતે આપણે એવું ભાન કરવું જોઈએ છીએ કે હું ભૂર્લોકથી તે સત્યલોક પર્યંતમાં સઘળે વ્યાપક છું અને આ પ્રમાણે ભાન કરનારને ગાયત્રી મંત્ર તે તારક મંત્ર છે તેથી દિવ્યમંત્ર ગણાય છે. દિવ્ય એટલે પંચ મહાભુતાદીક ગુણ ઈન્દ્રિથી રહીત પ્રત્યક્ષ ચૈતન્યમય લક્ષકાર વૃત્તિ કરાવનારને દિવ્ય કહેવાય છે. અને આ પ્રમાણે દિવ્ય ભાવના કરાવનાર ગાયત્રીનો અર્થ ઉલટો કોઈ બીજી પ્રકારથી એટલે આપના આપ આત્મ સિદ્ધાન્તથી રહિત અન્ય પરોક્ષભાવે કે સગુણબ્રહ્મનો, એટલે સવિતા સૂર્યનો કરે તો તેવી બહિર ભાવનાએ, ગાયત્રીની ઉપાસના કરનાર ઉપાશકોને અંતર વૃત્તિ જાગૃત થઈ દિવ્ય જાપનું ફળ, કે ચૈતન્ય સ્વરૂપનું ભાન થવું તે કદાપી થતું નથી.

તેમની વૃત્તિ અંતરથી આત્મ ઉપાસના છોડી દઈને પરોક્ષ ભાવે કર્મકાંડમાં વરૂધી રહે છે. તેથી ગાયત્રીના મહિમા પ્રમાણે અપરોક્ષ સાધન વિધિ યથાર્થ કરી શકતા નથી.

વળી ગાયત્રીનો અર્થ આત્મ સિદ્ધાન્તને છોડી દઈને સૂર્ય સવિતાનો કરે તો અર્થ, વેદાંતના અહંબ્રહ્મ વાક્યને બાધ કરતા પણ થાય છે. માટે ગાયત્રીનો અર્થ, તથા ગાયત્રીનો મહિમા સંપૂર્ણ સમજી લેવો જોઈએ કે જેથી કરી ગાયત્રીનું યજન કરનારની ચૈતન્ય મય વૃત્તિ થઈ રહેવી જોઈએ.

પ્ર. – કે જેવી રીતે તમે ગાયત્રીનાં સાત તત્વોની ગણના જણાવી, પણ તેવી રીતે ગાયત્રીમાં ભૂર્ભવઃ સ્વઃ એ ત્રણ પાદ પણ કહેવાય છે. ને તેના અર્થની સંજ્ઞા સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ

પણ કહેવાય છે. તો આપણા સ્થુલ શરીરમાં સ્વર્ગ મૃત્યુ ને પાતાળ કેવી રીતે ઘટાવી શકાય ?

ઉ. – હા તમારૂ કહેવું સત્ય છે. તે ૐકાર સ્વરૂપ તે સ્વર્ગ મૃત્યુ અને પાતાળ લગી વિસ્તાર પામેલું છે. તેવી રચનાયે આ પિંડમાં ભૂર્ભવઃ સ્વઃ તે સ્વર્ગ મૃત્યુ ને પાતાળની સંજ્ઞાયે અધો અર્ધ ને ઉર્ધ્વમાં વિકાસ (વિસ્તાર) પામેલા શ્વાસાને સમજવો.

પ્ર. – તમે ઉપર કહી ગયા કે વૈરાટ બ્રહ્માંડની સાથે પિંડનું એકીકરણ કરવા સારૂ પ્રથમ શરીરના તત્વોની સમજ લેવી જોઈએ તો ભૂર્ભુવઃની આદ્યે સાત દેવતાઓનાં સ્થાન આપણા પિંડમાં કેવી રીતે રહેલાં છે ?

વળી આપણા પિંડનો સંબંધ વૈરાટના દેવતાઓની સાથે કેવી રીતે જોડાએલો છે ? તે ભાગ હમારા જોવામાં હજી આવ્યો નથી તે કહો.

ઉ. – વેદીયાભાઈ ! વેદમાં કર્મકાંડ, ઉપાસનાકાંડ ને છેવટે જ્ઞાનકાંડ પણ બતાવ્યો છે. માટે કર્મકાંડને ઉપાસનાકાંડનો સર્વ વિધિ સમજી લઈને, તથા તેનું ફળ શું ? એ સર્વ બાબત સમજીને આગળના જ્ઞાનકાંડની સમજણ લેવાને ભક્તિમાર્ગ સિદ્ધ કરવો જોઈએ. કારણ કે એ માર્ગ ઘણો અઘરો છે, માટે ભક્તિ માર્ગ સિદ્ધ કરનારને પ્રથમ શ્રવણ મનન ને નિદિધ્યાસ કરવો પડે છે. કારણ કે શ્રવણ કર્યું અથવા વાંચી ગયા ને તેનું ધ્યાન દઈને મનન કર્યું નહિ તો પછી વાંચવાથી કે સાંભળવાથી શું ફળ મલવાનું છે ? જેમ પાક શાસ્ત્રી, સારી સુધારીને રસોઈ બનાવે ને તે રસોઈના ભોક્તા થાય નહીં. વળી ખેડૂત સારી રીતે જમીનને કેળવે, ને તેમાં ઘટીત અનાજનું વાવેતર કરે નહી, તથા ગાય ભેંસને દોહીને તેનુ દુધ મોળવી દહી કરી રાખે, ને પછીથી તેનું વલોવણ કરીને માંહેથી માખણને કાઢી

લઈ ઘી કરે નહી તો ર ત્રણે દષ્ટાંતોનુ કર્તવ્ય તે ઉત્તમ કહેવાય નહી કેમજે રસોઈ કરવાનુ તથા જમીનને કેળવવાનું તથા ગાય ભેંસને દોહી દુધ આખળવાનું કારણ શું ? તે કારણ રૂપ ક્રિયાની સમજનું કર્તવ્ય જયાં સુધી બાકી રહ્યું ગણાય છે ત્યાં સુધી તે ઉત્તમ કહેવાય નહીં. આ દ્રષ્ટાંત તે માત્ર વાક ચાતુરીઓને માટે જ છે. કારણ કે વેદનાં પારાયણ કરનારા તે વેદના અર્થ સહિત વિચાર કર્યા વિના હંમેશાં પારાયણ કર્યા જાય ખરા. વળી પ્રત્યેક દીવસેસંધ્યા પણ કરે ખરા, છતાં આવી શંકાઓના ખુલાસા તમને થયા નથી, કે જેથી કરી તેનો પ્રશ્ન કરવો પડે છે. જ્યારે વિદ્વાન થયા ને આ હકીકત જાણી નહિ તો તેમની બુદ્ધિ છેક અભણ જેવી ગણાય કે નહીં ? કારણ કે અભણ હોય છે તે પણ સંત પુરૂષોના સહવાસથી પ્રાકૃત ભાષામાં કહે છે કે ( **पिंडेंसो ब्रह्मांडे** ) એ વાક્ય ઉપર ધ્યાન લઈને પોતાના પિંડમાં બ્રહ્માંડી ઘટના એકમેક કરી શકે છે, ને આપ સરખા વિદ્વાનને હમેશાં વેદનાં પારાયણ તથા સંધ્યાદી ષટ કર્મ કર્યા છતાં આ સંબંધી શંકા રહે તો એ ઘણું જ શરમ ભરેલું ગણાય છે.

પ્ર. – શું આ પ્રશ્નના ઉત્તરમાં તમે અમારા વિષે કટાક્ષ ભરેલો આક્ષેપ કર્યો ! અને અભણને પિંડ બ્રહ્માંડની ઐક્યતા કરનાર કહો છો, તો શું તમારા કહેલા શુદ્ર જેવા અભણ તે સ્વર સાથે વેદનાં સૂત્રો બોલી શકશે ?

ઉ. – કે વેદીયાભાઈ ! અભણ હોય તો શું, અથવા શુદ્ર હોય તો શું ? તે વેદને ભણી શકશે નહી, પણ જે મુમુક્ષુ છે તે તમારા જેવા મિથ્યાભિમાની હોતા નથી. તે તો વિદ્વાનોના ભણેલા વેદનું રહસ્ય સમજી લઈને તેનું મનન કદી લક્ષાર્થ બિંદુ પર સાક્ષાત્કાર થવા શક્તિમાન થશે. આ પ્રમાણે થવા સારૂં કાંઈ હંમેશાં વેદનાં સૂત્રો ભણવાની જરૂર નથી. અને

હંમેશાં ભણવાથી વિશેષ હોય તો શું તમે હંમેશાં સંધ્યા કરતા નથી ? સંધ્યા કરો છો, પણ તેનો વિચાર કરતા નથી, તેથી જ આવી શંકાઓ કાયમ રહેલી છે, ને જ્ઞાની જનોની સાથે પ્રેમ ભાવ જોડાતો નથી. અને ઉલટો રાગદ્વેષ રહે છે. એનું કારણ એજ છે કે પોતે વેદ વિગેરેનો અભ્યાસ કરવાથી વિદ્યાનું અભિમાન આવીને હરેક જ્ઞાનીઓને તુચ્છરૂપ જોઈ રહ્યા છો ! ને સંત સમાગમ કરીને જાણવા જેવું જે રહસ્ય તે શેષ રહ્યું તેથી જ્ઞાનકાંડના પરમ સિદ્ધાન્ત પર વૃત્તિ ટકી શકતી નથી. પણ પોતાના હ્રદયમાં હંમેશાં એવું ધારવું કે જેણે ગમે તે દ્વારાયે તત્વજ્ઞાન મેળવ્યું હોય તો તેણે જ સર્વ કાર્ય સિદ્ધ કર્યું સમજવું. અને ભક્તિ માર્ગ એણે જ સાચવ્યો એમ જાણવું. વળી તેમને સર્વોત્તમ માનવા અનેવિચાર શક્તિ વિનાનું માત્ર ભણવું તે સર્વજ્ઞાની પુરૂષોની સમજ આગળ મધ્યમ પક્ષનું ગણાય છે. માટે વેદાંતના રહસ્યનું જ્ઞાનામૃત પાન વડે સર્વેને અદ્વૈત ભાવે જોવાય ત્યારે વેદનો અધિકાર લીધાનું લક્ષણ સમજવું.

પ્ર. — તમે તો હવે જ્ઞાન દ્રષ્ટિથી અદ્વૈત માર્ગમાં ઉત્તર આપવા લાગ્યા પણ શું, વેદવિનાનાં અન્ય પુસ્તકોની દંત કથા જેવી વાણીથી સમજ તે વેદની તુલ્ય આવે ? જુઓ શુદ્રના જેવી અભણની વાણી બિલકુલ શોભે છે ? "पिडे सो ब्रह्मांडे" શું, એ વાક્ય વેદની ગીરા વાણીની બરોબર શોભે છે ?

ઉ. — ભાઈ ! એ વિષેની તમારી મિથ્યા મમતાને દૂર કરો. શબ્દ મોટા નથી, પણ શબ્દોને વિષે રહેલું સિદ્ધાન્ત એજ મોટું છે, માટે શબ્દાભિમાન દુર કરવા વિષે એક વ્યવહારીક દ્રષ્ટાંત કહું તે સાંભળો કે આપણે ઘેર અમુક માંગલીક કાર્ય પ્રસંગે સગાં સંબંધી કે મિત્ર વર્ગને તેડાવવા માટે કંકોતરીઓ લખી મોકલવાનો રીવાજ ચાલે છે. તેમાં કેટલાક તો સોનાના વર્ખ

ભરીને સુંદર રંગથી પ્રેસમાં છપાવીને કંકોતરીઓ મોકલે છે. ને કેટલાક કાળી શાહીથી રદ્દી કાગળ ઉપર કંકોત્રી લખીને મોકલે છે અને તે ગમે તેની મારફતે પહોંચે છે. હવે આ પ્રમાણે કંકોત્રીઓનો ભેદ પડવાથી કંઈ સગપણના કે સ્નેહના નાતાને બાધ લાગતો નથી. સગપણ કે સ્નેહ તો જેમ છે તેવું જ તે કાયમ રહે છે. વળી બેઉનો હેતુ પણ એકજ હોય છે. માટે વેદની શ્રુતિમાં કે અન્ય પુસ્તકોની વાણીમાં બિલકુલ ભેદ ગણવો નહીં. માત્ર સિદ્ધાન્ત સબળ જોઈએ. વેદની ગીરા વાણી શોભે છે એનું કારણ એજ છે કે વેદશ્રુતિની ધારા નિયમબંધી છે તેથી શોભે છે. પણ તે માત્ર સ્વર અને જોડણી એ બેઉના જ ફરકથી વેદશ્રુતિ કહેવાયછે, અને બાકીના અક્ષરોની રચના તે અન્ય સંસ્કૃત કે પ્રાકૃતની સમતુલ્ય છે. વળી જેવી યોજનાથી વેદગીરીના શબ્દ ધ્વનિનો ઉચ્ચાર મન પ્રણવનેસાક્ષીની દ્વારાયે થાય છે, તેવી જ રીતે અન્ય પુસ્તકોના અક્ષરોનો ઉચ્ચાર પણ થાય છે માટે અક્ષર તો સર્વમાં એક જ છે. જેવી રીતે સર્વ પુસ્તકોમાં અક્ષરોની સમૃદ્ધિમાં ફરક નથી, તેવી રીતે તત્ત્વ જ્ઞાનની સમજ આગળ સાક્ષીપણે શુદ્ર, અભણ કે તમારામાં ભેદ નથી એવા વિવેકી અંતઃકરણથી અમોએ અદ્વૈત બુદ્ધિ, જણાવી છે. માટે અમારી અદ્વૈત બુદ્ધિ વિષે તમો બીલકુલ આક્ષેપ ધારણ કરશો નહિ. કારણ કે અક્ષરાતિત્‌ના વિવેક આગળ અક્ષરોનું અભિમાન છેક મધ્યમ પક્ષનું ગણાય છે.

પ્ર. — કે આ પ્રમાણે તમે અદ્વૈત બુદ્ધિ જણાવો છો તો તે વિષય પ્રત્યક્ષ પ્રતિતી આવે તેવો ફરીથી કહો જોઈએ.

ઉ. — કે અત્યાર સુધી આપણે ૐકાર સંબંધી પહેલાં વાર્તા કરી ગયા છીએ તેનો પ્રત્યક્ષ વિચાર કરો કે ૐકાર રૂપી બીજક સાથે પ્રણવકલ્પતરૂનો વિસ્તાર આપણે કોઈ વરણમાં દેખતા

નથી ? તે તમે પરમેશ્વર પારાયણસાચુ કહો. આ પ્રશ્નો ઉત્તર તમે યથાર્થ સત્ય રીતેઆપશો તો વરણાભિમાન ઉતરીને સિદ્ધ થશે કે જે વેદાંત સારની સમજણ લેનાર છે તેજ અધિકારી ઉત્તમ પુરૂષ છે. અને જ્યાં સુધી તનને તેવા અધિકારવાળી વેદની સમૃદ્ધિ પ્રાપ્ત નથી ત્યાં સુધી તમે ભલે વેદજ્ઞ છો, ને ઉત્તમ વરણના તથા ઉત્તમ કુળના હશો પણ વેદાંતનાં અધિકારી ગણી શકાય જ નહિ માટે અર્થાત્ કહેવાનું એજ છે કે આત્મજ્ઞાની પુરૂષોની આગળ માત્ર વેદ ભણવાનો અભિમાન જણાવવો એ અજ્ઞાનીનું લક્ષણ છે.

પ્ર. – વેદનાં કે ધર્મનાં અથવા ગમે તે વિદ્યાનાં પુસ્તકોનો અભ્યાસ કર્યો હોય તો દરેકના મનનો ધર્મ એવો છે કે અભિમાન તો થયા વગર રહે જ નહીં.

ઉ. – ભાઈ, અભિમાન છે તે કંઈ વસ્તુરૂપ સામાન્ય નથી કે જેથી કરી સર્વને અભિમાન થાય, ને જ્યાં સુધી અભિમાન માત્ર ભણ્યાના તરફનું જ થાય ત્યાં સુધી જાણવું કે એ વેદાંતના સારૂ ગ્રાહક થયા નથી કેમ જે વેદાદી ધર્મનાં પુસ્તકો જોવાનો મહિમા પ્રથમ એજ છે કે અનેક પ્રકારનું આવરણ તથા અભિમાન દુર કરીને આપના આપ સર્વ વ્યાપક ચૈતન્ય સ્વરૂપને યથાર્થ પ્રગટ પ્રમાણથી જાણવું તેવું જાણનાર તેજ જ્ઞાની પુરૂષો પ્રત્યે અભિમાન કે અંતરભેદ રાખતા નથી. ભલે વ્યવહારમાં કર્મ માર્ગનો લૌકિકી ધર્મ સાચવે ખરા પણ જ્ઞાન દ્રષ્ટિએ એક રૂપ રહે તેમને વેદાંતના સાર ગ્રાહક વિદ્વાન કહેવાય છે.

પ્ર.– કે અભિમાન તો માત્ર વિદ્યાના તરફથી જ થાય છે, તેમ નથી જ, ઘણા પ્રકારનો અભીમાન દુર કરવા જેવો છે તો તે કયા કયા પ્રકારનો અભિમાન દુર કરવાનો છે તે કહો જો ?

ઉ. – કે અભિમાન છ પ્રકારનો દુર કરવાનો છે તે વિષે

કહ્યું છે કે –

સાખી – **વિદ્યા ધન દારા કુટુંબ, બળ કીર્તિનું શૂળ;**
**એ ષટ ત્યાગી સંત દશા, અહંકાર જે મૂળ. – ૧૬**

આ પ્રમાણે છ પ્રકારથી અભિમાન ઉત્પન્ન કરનારી ઉપરની જે છ વસ્તુઓને સંત પુરૂષો તન મનથીજયારે ત્યાગે છે ત્યારે જ તેમને સંત પદવી મળે છે.

પ્ર. – કે ઉપરની છ વસ્તુઓ ત્યાગ કરવી તે તો ત્યાગી પુરૂષોનું કામ છે પણ જે વ્યવહારમાં રહેલા જ્ઞાની પુરૂષો છે તેમને માટે એટલો બધો અઘરો કાયદો નહી હોય, વસ્તુનો ત્યાગ કરવાનું હોય તો વ્યવહાર કેવી રીતે ચાલે ?

ઉ. – હા ભાઈ, ગ્રહસ્થાશ્રમી જ્ઞાની પુરૂષોને ઉપરની છ પ્રકારની વસ્તુઓ ત્યાગ કરવાની નથી પણ તેમને તો ઉપરની વસ્તુઓ ભક્તિ માર્ગે સાધનમાં વાપરવાની છે તેથી એને ઉપાધી વત નહીં ગણતાં સાધનરૂપ ગણવી અને એ વસ્તુને મન, કર્મ વચને ભક્તિ દ્વારાયે વાપરવી, ને એ વસ્તુથી થતો અભિમાન એકલો જ ત્યાગ કરવો એવા નિયમથી વર્તનાર જ્ઞાનીને કોઈ વસ્તુ બાધ કરતી નથી. એ પ્રમાણે સંત કાયદો સુચવે છે.

પ્ર. – કે તમારા કહેવાનો અભિપ્રાય સર્વે સમજાયો કે અભિમાન ત્યાગ કરીને સંતની દ્વારાયે શ્રવણનું મનન કરવાથી મનની સર્વ શંકાઓ મુક્ત થાય છે, એ તમારૂં કહેવું સત્ય છે. કારણ કે વિચાર કરતાં મને માલુમ પડી આવે છે કે પિંડ બ્રહ્માંડની ઐક્યતા મેળવવા સંબંધી અમોએ જે તમોને ઉપર પ્રશ્ન કરેલો છે, તેનો ઉત્તર આ વખતે મનન કરતાં સંધ્યાના ન્યાસમાંથીમને તત્કાળ જડી આવ્યો કે ભૂઃ પાદયો, ભુવઃ જાન્હવે, સ્વઃ ઉર્વે, મહઃ જઠરે, જનઃ કંઠે, તપઃ મુખે, સત્યં શિર્ષી આ પ્રમાણે ઈશ્વરના દેહ રૂપી વૈરાટ બ્રહ્માંડનાં તત્વો

છે, તેવી જ રીતે આ પિંડ બ્રહ્માંડનાં પણ તત્વો છે, તેવું હમેશાં આપણને ભાન રહેવા માટે આહ્નિક વખતે શરીરમાં સાતે સ્થાન ઉપર આંગળી અડાડીને જાણી જઈએ છીએ, પણ મનન કર્યા વિના શરીરના તત્વોની, કે વૈરાટની વ્યક્તિ જણાતી નહોતી, અને હવે મનન કરવાથી તે બધુ દ્રશ્ય થયું માટે મનન કરવાની અવશ્ય જરૂર છે.

પ્ર. – છે કે જુઓ ભાઈ, શ્રવણનું મનન કરવાથી તમને કેવો લાભ થયો ?

ઉ. – હા ભાઈ, હવે મને સમજાયું કે વિચાર કર્યા વિનાનું એકલું ભણી જવું તે સર્વે જગત્ શોભીતુ કહેવાય ખરૂ, પરંતુ વિદ્યાના પ્રમાણમાં અંતર પ્રદેશે આનંદ ઉપજે નહિ.

ઉ. – કે શ્રવણનું મનન કરવાથી જાણ્ય રૂપી આનંદ થાય છે ખરો. પણ મનન કરીને નિધિધ્યાસથી અંતરમાં જે આનંદ ઉદ્ભવે છે તેને સ્વાનુભવાનંદ કહેવાય છે. એ આનંદ તો હંમેશાં વેદનાં પારાયણ કરનારને, તથા શબ્દવાદી વ્યાકરણ શાસ્ત્રીયોને, કે અન્ય કોઈ સામાન્ય ભક્તોને સ્વપ્ને પણ દુર્લભ હોય છે.

પ્ર. – કે શ્રવણ મનન કરીને જે જાણવાની હકીકત તે તોસર્વે જાણી. હે જા઼ :ı પછી નિધિધ્યાસથી સ્વપ્ને પણ દુર્લભ જેવું જાણવાનું બાકી શું રહે છે ?

ઉ. – કે વેદીયાભાઈ, શ્રવણ મનન કરવું તે નિધિધ્યાસમાં રહેવા માટે જ શ્રવણ મનન કરવાનું છે. નિધિધ્યાસથી સાધન ક્રિયા સિદ્ધ થઈને પોતે સ્વરૂપાકાર થવાય છે.

પ્ર. – કે સ્વરૂપાકાર થવા માટે વેદના કયા ભાગનું શ્રવણ મનન કરવું પડે છે ?

ઉ. – કે પોતે સ્વરૂપાકાર થવા સારૂ વેદાંતની ષટ્ સંપત્તિનો

વિષય સારી રીતે સમજવો જોઈએ.

પ્ર. – વેદાંતમાં શમદમાદી ષટ્ સંપત્તિનું સાધન કરવાનું કહ્યું છે ખરૂં, પણ વેદમાં તો વામ માર્ગ તથા દક્ષીણ માર્ગ, એ બેઉ પક્ષથી કર્મ કરવાનું પ્રાધાન્ય ગણેલું છે તો શું તે ખોટું ?

ઉ. – કે વેદમાં કહેલું હોય તો શું, કે કોઈ શાસ્ત્રમાં કહેલુ હોય તો શુ પણ જેણે જે ગ્રંથમાં કહેલું છે તે સર્વે દરેકના અધિકાર પ્રમાણે કરવાનું કહેલું છે.તે સર્વે ખરૂં છે. પણ એવા અનેક કર્મ માર્ગના મત કરતાં વેદાંતનો જ્ઞાન માર્ગ ઘણો જ શ્રેષ્ઠ છે. અને તે માર્ગ માત્ર ષટ્ સંપત્તિના સાધકને જ અર્થનો છે.

પ્ર. – કે હવે ષટ સંપત્તિનું સાધન કરવાનું શ્રેષ્ઠ કહો છો તો તે સાધનમાં કયા ઈષ્ટની ઉપાસના કરવાની છે ?

ઉ. – એ ઉપાસનામાં ઉપાશ્યપદ આત્મા છે.

પ્ર. – કે જ્યારે ઉપાશ્યપદ આત્મા છે એવું કહો છો તો આત્મા છે તે તો માત્ર આ પિંડ બ્રહ્માંડનો જ સાક્ષી છે, ત્યારે વૈરાટ બ્રહ્માંડના સાક્ષી પરમાત્માની ઉપાસના વેદાંત લક્ષથી કેવી રીતે થાય છે ?

ઉ. – કે વેદનાં મહા વાક્યમાં કહેલું છે કે હું બ્રહ્મ છું, તે, તે, હું છું, હું સત્ય સ્વરૂપ છું. એવા સિદ્ધાન્તથી તે પદની વાસના ત્યજીને અહં સ્વરૂપમાં તે પદનો સમાસ કર્યો છે.

પ્ર. – તે પદનો સમાસ આત્મામાં કેવી રીતે થઈ શકે ?

ઉ. – કે વેદાંતનું સિદ્ધાન્ત તો એ જ છે કે "અયં આત્મા બ્રહ્મ" આત્મા સો પરમાત્મા, એ પ્રમાણે કહેલું છે અને એજ પ્રમાણે અનાદીકાળથી સર્વ આચાર્યો એ જ સિદ્ધાન્તમાં રહીને અહંબ્રહ્મની અસ્મિ (ખુમારી) ધારણ કરીને દરેક વેદાંતનાં તથા દરેક સૂત્રનાં વિવિધ પ્રકારથી ભાષ્ય ભાખ્યાંતર ટીકાઓ કહી

ગયા છે અને એજ પ્રતીતીમાં રહીને પોતાનું આત્મ બળ જણાવીને સનાતન ધર્મના આચાર્ય કે અનુયાયીઓ જગ પ્રસિદ્ધ થઈ ગયા છે. તેમણે અષ્ટાંગ યોગ વડે પંચ મુદ્રા પૈકી અમુક મુદ્રા પ્રણવ કલ્પથી સિદ્ધ કરીને અમુક કમળ ચક્રથી ચૈતન્ય સત્તા એ બ્રહ્મનું માયીક બળ શરીર દ્વારા એ જણાવ્યું છે.

પ્રણવ કલ્પ છે તે કલ્પવૃક્ષની તુલ્ય છે, તેથી જેવું કલ્પે તેવું કાર્ય કરી શકે છે. માટે એવી માયીક ક્રિયાને મહત માની જગતના સામાન્ય જીવોએ એવા આચાર્યોને ઈશ્વર તુલ્ય ગણ્યા છે. એ પ્રમાણે ચતુર વેદના સિદ્ધાન્તને મારી સમજ પ્રમાણે અમોએ તમોને કહી સંભળાવ્યું.

પ્ર. – કે પરમાત્માનો સમાસ આત્માને વિષે કરીને "અયં આત્મા બ્રહ્મ" એવું એ વેદમાં કહ્યું છે, પણ તેવું વેદનું બોલવું થાય છે તે તો પરમાત્માને અભાવે માત્ર આત્માનું સ્થાપન કરીને "અયં આત્મા બ્રહ્મ" એવું કહ્યું છે, તે ભલે, પણ તમારા સિદ્ધાન્ત પ્રમાણે આ વૈરાટ બ્રહ્માંડને વિષે પરમાત્માનું મહત્ પદ ખરૂ તો ખરૂની ?

ઉ. – કે ભાઈ, એ પ્રશ્ને માટે તો ઘણો જ ગુહ્ય વિચાર કરવા જેવો છે. આ પ્રશ્નનો નિકાલ માત્ર વાક્ ચાતુરાઈથી થાય તેમ નથી. કારણ કે અનંત પ્રકારથી સિદ્ધાન્ત સિદ્ધ કરવામાં મોટામાં મોટો ભ્રમ એજ રહેલો છે. માટે એનો ન્યાય તો દિર્ઘ બુદ્ધિયે નિરાપક્ષથી થાય તે ખરો બાકીના પક્ષવાદી કહેતા કહેતીનું કહેવું આ પ્રશ્નમાં ફાવે તેમ નથી.

વેદાંતનો મત અદ્વૈત કહેવાય છે. તે એટલા જ માટે કે આત્મામાં ને પરમાત્મામાં બીલકુલ ભેદ નથી.વળી અષ્ટાદશ વરણનું અંતર આત્મ પ્રદેશે નથી. એવા સિદ્ધાન્તે વેદમાં કહ્યું છે કે, હું બ્રહ્મ છું હું હિરણ્ય ગર્ભમય છું, હું કર્તુમ્ પ્રકર્તુમ્ ને

અન્યથા કર્તુમ્ તે પણ હું જ છું. ને પાર વિનાના સઘળે વ્યાપક સલંગ સતંત્તર તે હું જ છું. આ પ્રમાણે વેદનું બોલવું છે ખરૂ, પણ તે બોલવું તો વેદની દ્વારાયે ઈશ્વર બોલેલા છે કારણ કે, વેદોત્પત્તિ નારાયણની નાભીથી થયેલી છે. અને તેના સાક્ષી ઈશ્વર છે માટે વેદને ઈશ્વર પ્રેરીત કહેવાય છે. એટલી ઈશ્વરની પ્રેરણાએ બ્રહ્માને મુખે ઉપર કહ્યા પ્રમાણે ઉચ્ચાર નિકળ્યો છે. માટે એ બોલવું ઈશ્વરનું છે. ઈશ્વર છે તે સર્વના સાક્ષી છે તેમ પોતાની ચૈતન્ય શક્તિ સઘળે વ્યાપકપણે રહેલી છે. તે પોતે આખા બ્રહ્માંડના અણુ અણુને તથા અણુ અણુમાં રહેલા આત્મ અંશને વળી એટલું જ નહીં, પણ આત્મ અંશના અંતરની, સદાકાળ એકી ફેરે જોયા કરે છે. એવા સર્વજ્ઞ સત્તાધીશ વૈરાટ દેહના સાક્ષી ભૂત ઈશ્વર તે અહંબ્રહ્મનો ઉચ્ચાર કરીને પોતાના સ્વરૂપનું ભાન આ જગતના જીવોને કરાવે છે. માટે એવા ઈશ્વરને બાદ કરી, તે ઈશ્વરમય પોતે થઈને અહંબ્રહ્મ, મુખદ્વારાયે આપણે કહેવું તે અસંભવિત જેવું છે.

પ્ર. – કે આ તમારૂ કહેવુ તો વળી ઘણું જ શંકા ભરેલું છે? કારણ કે શું, આતત્મા છે તે બ્રહ્મમય નથી?

ઉ. – વેદીયાભાઈ? આત્મા તો બ્રહ્મમય છે, તે આત્મા કંઈ કહેતો નથી કે "હું બ્રહ્મ છું." તે તો માત્ર આ શરીરનાં સર્વ તત્વોમાં પોતાની ચૈતન્ય શક્તિ વડે શરીરનાં સર્વ તત્ત્વોને સચેત કરનાર છે તે કંઈ હું બ્રહ્મ છું તેવું, કે બ્રહ્મ નથી તેવું, એકે તરફનું કંઈ પણ કહેતો નથી અને અહંબ્રહ્મ કહેનાર છે તે તો એક નિત્યાનિત્યનો વિવેક કરનાર આત્મ અંશનું પ્રતિબિંબ રૂપે જીવ છે, તે એવી રીતે કે અંતઃકરણમાં આત્માનો ચિદાભાસ પડવાથી અંતઃકરણમાં જીવરૂપ સાક્ષી થાય છે. તે પોતાના વિવેક પ્રમાણે મન બુદ્ધિ ચિત્ત ને અહંકાર વડે નખ શિખા

પર્યંતમાં ઉત્તમ મધ્યમ પ્રકારનો અભિમાન ધારણ કરીને જેવો ઉચ્ચાર કરવો હોય તેવો ઉચ્ચાર કરી શકે છે. હવે કહેવાનું કે જ્યારે આત્મા બોલે છે એવું કહીયે ત્યારે આત્મા તો સર્વમાં સામાન્ય રૂપ છે તો એમના બોલવાથી આ જગત્‌માં ભિન્ન ભિન્ન મતવાદી ભેદ કેમ પડે ? માટે સત્ય માનો કે વેદમાં અહંબ્રહ્મ કહેનાર તે ઈશ્વર છે. એ અધિકાર આપણો નથી. આપણે તો ઉત્તમ ભાવના વડે ઉર્ધ્વ ગતિવંત થઈ આત્મ અંશમાં ભળવું. અને આપણે ઈશ્વરના અંશ છીએ એવી અંશ ભાવના રાખવી યોગ્ય છે. કારણ કે અંશ છે તે ઉર્ધ્વ ગતિએ કરી અંશીમાં મલે છે. પણ આ જગતમાં ઘણા ખરા વેદજ્ઞ મહાપુરૂષો જોવામાં આવે છે તે તો પોતે અંશ અંશીની ભાવના ત્યાગ કરી, બ્રહ્મરૂપ પોતે છીએ તેવું મનને મનાવી શાન્ત થઈ રહે છે. તેમ સામાને ઉપદેશ પણ તેવો જ કરે છે. ફક્ત "અહંબ્રહ્મ" એવા સિદ્ધાન્તમાં અટકી રહીને અનેક પ્રકારની ભાષ્ય ભાષાંતર ટીકાઓવાળા ગ્રંથો કર્યા છે.

પ્ર. – કે હું સઘળે વ્યાપક છું એ વાક્ય પર મને શંકા થાય છે કે, આપના આપ આત્મ સ્વરૂપને નિશ્ચે કરી ધ્યાન મગ્ન રહેવા માટે આપણી વિકાસ (વિસ્તાર) પામેલી વૃત્તિ તે સમેટીને અણી અગ્રવત કરવી પડે છે. ત્યારે જ બહિર ઉપાધીને મુક્ત કરી પોતાના સુક્ષ્મ સ્વરૂપમય થવાય છે. પણ હું સઘળે વ્યાપક છું, એવા ન્યાયથી બહિર પ્રદેશે વિકાસ પામેલું પોતાનું સ્વરૂપ તે ધ્યાનીને કેવી રીતે દ્રશ્ય થતું હશે ?

ઉ. – કે વેદીયાભાઈ ! હું સઘળે વ્યાપક છું, એવું ભાન કરીને પોતાના આત્મ સ્વરૂપને નિશ્ચ કરનાર ધ્યાનીને આપનુઆપ જે અંશ સ્વરૂપ તે કદાપી નિશ્ચ થાય જ નહી. તેવી સમજના ધ્યાનથી તો આત્મ અંશનો ચૈતન્યમય ભાસ

સઘળે વ્યાપક રહેલો છે, ને વ્યાપક ચૈતન્ય બ્રહ્મ તે પ્રકાશરૂપ કહેવાય છે, એ પ્રકાશમય પોતે થઈ રહીને હું સઘળે વ્યાપક છું, તેવું ભાન કરીને ચૈતન્યમય થવાય છે. પણ તેવા જ્ઞાન સિદ્ધાન્તથી તથા તેવા ધ્યાનથી હું સઘળે વ્યાપક છુ તેવી યોજના કરનાર જે સાક્ષી તે સર્વનો પ્રકાશ્ક આત્મ અંશ છે, તેની જાણ્યમાણ્ય ઉપરના ન્યાય પ્રમાણે થતી નથી.

પ્ર. – પ્રકાશ એ વ્યાપક ચૈતન્ય, ને પ્રકાશીક એ આત્મ અંશ, એ બેઉનો ભેદ તો માત્ર તમારા કહેવાથી જ અમોએ સાંભળ્યો.

આજ દિન સુધી કોઈ પણ જ્ઞાનીને મુખે આત્મા એ પ્રકાશક, ને વ્યાપક ચૈતન્ય એ પ્રકાશ, એવું પૃથક્ ભેદ બુદ્ધિનું બોલવું અમારા સાંભળવામાં આવ્યું નથી તો પ્રકાશ ને પ્રકાશક, એ બેઉમાં કેટલો ફરક રહેલો છે ? તે કહો જો ?

ઉ. – કે ભાઈ, પ્રકાશ, ને પ્રકાશક, એ બેઉના શબ્દાર્થથી ભેદ પુછતા હો તો એનો અર્થ તો સર્વ વ્યાકરણીયોને જાણીતો હોય છે, કે પ્રકાશક વસ્તુ શી છે ? તે સૂર્યના કે દીપકના દ્રષ્ટાંતથી તુરંત સમજાશે. પણ પ્રકાશરૂપ તે વ્યાપક, ચૈતન્ય, ને પ્રકાશક રૂપે આત્મ અંશ છે. તેવા સ્વરૂપને તદાકાર પણે નિશ્ચય કરવું એજ ઘણું કઠીન છે.

શબ્દનો અર્થ તો સર્વ કોઈ કરી શકશે, પણ સ્વરૂપને જાણવું, એ જ ઘણું અગમ્ય છે.

પ્ર. – કે સૂર્ય, અને દીપકના દ્રષ્ટાંતથી પ્રકાશનું, ને પ્રકાશીકનું સમજવાનું કહ્યું તે કેવી રીતે સમજાય ?

ઉ. – કે જેમ સૂર્ય અથવા દીપક છે તે પ્રકાશક છે, ને એનું નૂર તે વ્યાપક પ્રકાશ રૂપે છે. એ દષ્ટાંતે સમજવું.

પ્ર. – કે સૂર્ય હોય ત્યારે પ્રકાશ પણ હોય, તો સૂર્યમાં ને

પ્રકાશમાં ફરક કે અંતર શો રહ્યો ?

ઉ. – કે ભાઈ ? વિચાર કરીને વાર્તા ચલાવો, જેથી સર્વ હકીકત સમજવામાં આવે કે એક સૂર્યથી બીજા સૂર્ય જેવાં પ્રતિબિંબ અનેક પડી શકશે. તેમ એક દીપકથી બીજા દીપક અનેક થઈ શકશે. પણ સૂર્યના પ્રકાશથી કે દીપકના પ્રકાશથી એક દીવો થવાનો નથી તેમ આપણે અગ્નિ ઉત્પન્ન કરવો હશે તો સૂર્યની એકતા વગર સૂર્યના તાપ વડે કાષ્ટમાં અગ્નિ પ્રકટ થશે નહિ. એ પ્રમાણે આત્મ અંશ સાક્ષીમાં ને એના વ્યાપક ચૈતન્ય રૂપી પ્રકાશમાં ઘણો જ ફરક રહેલો છે.

પ્ર. – કે એ તો ઠીક, પણ વ્યાપક ચૈતન્ય એ સઘળે વ્યાપક કહેવાય. પણ સાક્ષી જે આત્મા, એ સઘળે વ્યાપક કહેવાય કે નહિ ?

ઉ. – કે ભાઈ ? સાક્ષી તે સઘળે વ્યાપક કહેવાય નહીં. કેમજે એતો સૂર્યની પેઠે, કે દીપકની પેઠે એક દેશી કહેવાય છે. ને તે એક ઠેકાણે રહીને આખા શરીરના તત્વોને પ્રકાશે છે. એટલે એનું ચૈતન્ય તે ચરાચર વ્યાપક રહેલું છે.

પ્ર. – કે આત્મા સઘળે વ્યાપક નથી, પણ એક દેશી છે એવું પ્રતીત આવવા જેવું પ્રત્યક્ષ પ્રમાણ એવું આપો કે પુનઃ કોઈ પણ પ્રતીવાદી એમાં વિરુદ્ધ શંકાકરી શકે નહીં. તેવા સ્વાનુભવ સહિતનું દ્રષ્ટાંત સિદ્ધાન્ત સાથે જણાવો.

ઉ. – કે વેદીયાભાઈ ? એ પ્રશ્નના ઉત્તરમાં પ્રત્યક્ષ દાખલા સાથે એક ટૂંક સાખીમાં કહું તે સાંભળો.

સાખી– **બ્રહ્મ સભર બ્રહ્માંડમાં, સો બ્રહ્મ દ્રષ્ટા હોય;**

**તો છતે બ્રહ્મ સ્થુલ કેમ મરે, એ શંકા કીનુ જોય ? – ૧૭**

અર્થ – આ સાખીના અર્થમાં એવું છે કે, કેવલ કર્તાની સજાણવૃત્તિ-રૂપી બ્રહ્મ, તે ચરાચર વ્યાપક રહેલો છે તેવી રીતે

તેમના અંશાત્માનું ચૈતન્યરૂપી-બ્રહ્મ સઘળા શરીરને વિશે અણુઅણુમાં વ્યાપકપણે રહેલું છે. હવે એ વિશે તમારા પ્રશ્નનો ઉત્તર કહું તે શુદ્ધ વિચારથી એકાગ્રવૃત્તિએ ન્યાય સહિત સાંભળો.

કે બ્રહ્મ છે તે સઘળે એટલે અણુઅણુમાં તે આખા બ્રહ્માંડમાં સદાકાળ નિરંતર સભર ભરેલો કાયમ ને કાયમ રહેલો છે, અને એ બ્રહ્મ છે તે જયારે આ પિંડમાં તથા બ્રહ્માંડમાં સાક્ષી હોય તો ઉપર પ્રમાણે બ્રહ્મની સાક્ષીમાં સ્થુલ શરીરનો આ સાક્ષી થાય છે તે કેમ હોય? એટલે અર્થાત્ સ્થુલનું મરવાપણું કેમ દેખવામાં આવે?

સાખી – **માટે બ્રહ્મ પ્રકાશ છે, કૈવલ પ્રભુનો ભાસ;**

**બાળકૃષ્ણ સૌ આત્મા, પ્રતીબિંબ વપુવાસ – ૧૮**

અર્થ– એ ન્યાયથી વ્યાપક બ્રહ્મ છે તે કૈવલ પરમાત્માનો ભાસ છે. ને આ શરીરનો સાક્ષી આત્મા છે તે તેમના એટલે કૈવલ પરમાત્માના પ્રતિબિંબના દ્રષ્ટાંતે છે.

અર્થાત્ – કૈવલ પરમાત્મા તે વ્યાપક બ્રહ્મથી, ને આત્મા તે વ્યાપક ચૈતન્યથી એટલે બ્રહ્મથી તથા ચૈતન્યથી સાક્ષી ભિન્ન છે. વળી બીજું કહેલું છે કે :–

"પ્રભાત"

**લંબ દેહ છેદતાં, અગ્રભાગ ઉગરે,**
**પ્રષ્ટતનું અલ્પતે કેમ મૂએ;**
**બાળકૃષ્ણ વ્યાપકવૃત્તિ વિચારતાં,**
**પ્રકાશીકને બ્રહ્મથી પર જુએ – ૧૯**

આ પ્રમાણે એક પ્રભાતમાં પણ કહેલું છે. એની ટીકા સાથે અર્થ કરી સંભળાવું તે શ્રવણ કરીને એનો ન્યાય કરશો કે "લંબ દેહ છદતાં અગ્રભાગ ઉગરે" એટલે લાંબા દેહવાળું

જાનવર તે સર્પ, ઘરોળી, કાચંડો, વિંછી રોટલા બ્રાહ્મણી વગેરેના શરીરનો પાછલો ભાગ, એટલે પૂછડીનો ભાગ કોઈ કારણથી કપાઈ જાય ને શરીરથી જુદો પડે; ત્યારે તે થોડીવાર તરફડીને પછી જડ થઈ જાય છે, ને આગળના આખા શરીરનો ભાગ સજીવન રહે છે. એ દ્રષ્ટાંતે સિધ્ધાન્ત સમજવાનું કે એક બ્રહ્મ સઘળે વ્યાપક છે. એજ જ્યારે સાક્ષી હોય; ને વ્યાપક બ્રહ્મથી આત્મહંસ, એક દેશી બીજો ના હોય તો છતે બ્રહ્મ પુંછડીનું મરણ કેમ થાય છે ? બ્રહ્મ તો સદાકાળ છે. છે ને છેજ. વળી બીજું દ્રષ્ટાંત એક લીલા વૃક્ષનું ડાળ કાપીએ તો તે સુકાઈ જાય છે, ને વૃક્ષ તો સજીવન રહે છે. એ ભેદ એક બ્રહ્માં કેમ જણાયો ? માટે સમજવું કે એક દેશી જે સાક્ષી છે, તેની સત્તામાંથી જેટલો ભાગ બાદ થયો અર્થાત્ છુટો પડયો; તે ભાગમાંથી સાક્ષીનું વ્યાપક ચૈતન્ય પણ બાદ થયું; માટે છુટો પડેલો શરીરનો ભાગ ચૈતન્ય વિનાનો જડ થઈ જાય છે. એ પ્રમાણે પ્રત્યક્ષ છે. એ વિષેમાં વિરુદ્ધ શંકા કરનારનું કંઈપણ ફાવી શકતું નથી.

પ્ર. – કે આ તમારા દૃષ્ટાંતથી તથા સિધ્ધાન્તથી ન્યાય કરી જોતાં તો હવે, કંઈપણ બોલવા જેવું રહેતું નથી; કારણ કે એ બ્રહ્મને સાક્ષી ઠરાવતાં કોઈ કોઈ વખતે એટલે દેહાંતે શરીરનો અસાક્ષી કેમ થાય છે ? માટે સઘળે વ્યાપક બ્રહ્મથી ન્યારો એકદેશી આત્મહંસ છે તેમ કહેવું જ પડે. કદાપી કબૂલ ના કરીએ તો; પ્રતિવાદીએ યથાર્થ ઉત્તર આપવોજ પડે; તેવો ઉત્તર આપવા આગળ ખુલાસો નથી; માટે કહેવું જ પડે છે કે, આત્મ હંસ સાક્ષી તે, એકદેશી છે, અને એજ ખરૂં છે. પછી પ્રત્યક્ષ આત્મ-અનુભવ વિનાના તે ભલે કહેતા કહેતી પ્રમાણોથી સાક્ષીને સર્વવ્યાપક કહે તો; તે આત્મજ્ઞાનથી પરોક્ષ

રહેલા છે તેમ જાણવું. હવે તો તમારા સહવાસથી સિદ્ધ થાય છે કે આખા બ્રહ્માંડની રચના તપાસી જોતાં સર્વે બનાવ એકદેશી જ રહેલો છે, કારણકે, પ્રથમ આપણા શરીરની ઈન્દ્રિયોની વ્યક્તિ તપાસીએ તો; દશે ઈન્દ્રિયો એક ઠેકાણે રહીને પોતાના વિષયનો આનંદ આખા શરીરમાં પ્રેરે છે. વળી નેત્ર-ઈન્દ્રિને તપાસી જોતાં તો સિદ્ધ થાય છે કે આપણે સામાન્ય રીતે જાણીએ ખરા કે આંખો છે, તે તમામ વસ્તુને જોઈ શકે છે, પણ આંખનો ભાગ જેટલો કહેવાય છે, તે બધો કંઈ જોઈ શકતો નથી. માત્ર જોનાર તો આંખોની મધ્યે કુદરતી રત્ન રહેલું છે. તેટલો જ ભાગ જોઈ શકમાર છે. કારણકે; રંધ્રસ્થાનમાં રહેલા જ્યોતિને જોવાનું એ દ્વાર છે. એ દ્વારનું જોખમ થતાં પછી બાકીની આખી આંખ કંઈપણ જોઈ શકતી નથી; તેવી જ અનાજનું અંકુર તથા કંદમૂળની રચના તે પણ એવી જ રીતે એકદેશી યુક્તિની જોવામાં આવે છે. ઉદયે થનાર જે અંકુર છે, તેનું નુકશાન થાય તો પછી; આખા અનાજનો કણ ઉગી શકતો નથી; તેમ કંદની ને ફળના બીજકની પણ રચના તેજ પ્રમાણે એકદેશી હોય છે. અંકુરનું નુકશાન થયા પછી બાકીનો કંદ તથા ફળ ઊગતાં નથી. માટે પોતે કરતા એકદેશી છે, તો તેમના બનાવટની ઉત્પત્તિ એકદેશી જ હોય. વળી જેમ તમોગુણ, રજોગુણ, ને સત્વગુણ એ સઘળા બ્રહ્માંડમાં વ્યાપક છે. ને ત્રણે ગુણના અધિષ્ટાતા જે શિવ, બ્રહ્મા ને વિષ્ણુ, એ ત્રણે દેવતાઓ ધામબંધી એકદેશી ગણાય છે. તેવી જ રીતે અધોઉર્ધ્વ આખા બ્રહ્માંડનો બનાવ એકદેશી જોવામાં આવે છે. તેનું કારણ એજ કે કૈવલકર્તા એકદેશી છે. માટે સર્વ રચના સાથે આત્મ અંશ તે પણ પોતાના પ્રતિબિંબરૂપે-એકદેશી જોવામાં આવે છે, ને તેનું ચૈતન્ય તે સઘળે વ્યાપક છે. એ બાબતમાં બીલકુલ સંશય

નથી; એવું મને તો તમારા સમાગમથી સિદ્ધ થયું.

ઉ. – વેદીયાભાઈ? આ ન્યાય તમને સાચોસચોટ સમજાયો હોય તો; તમે સિદ્ધ માનો કે આત્મા છે તે આખા શરીરથી ન્યારો શૂન્યમાં એક દેશી જ છે અને તેજ પ્રમાણે કૈવલ પરમાત્મા તે પણ એક દેશી છેવટે મહાશૂન્યની મધ્યમાં બિરાજમાન છે, એ કૈવલ કર્તાની સાથે આપના આપ આત્મઅંશને ભળવાનું છે અને એનું નામ કૈવલમોક્ષ કહેવાય છે, એટલે અન્યવાસના તોડીને શ્રીપરમગુરુના લક્ષથી સ્વરૂપાકાર થઈને કૈવલધામનો આનંદ લેવો.

પ્ર. – કે તમે ઉપર શૂન્ય અને મહાશૂન્ય કહો છો તે શૂન્ય કોને કહો છો ? ને મહાશૂન્ય કોને કહો છો ?

ઉ. – કે પંચ સૂક્ષ્મ તત્વ તથા વૈરાટના પંચમહદ્ તત્વની અંદર રહેલું અવિકાશ, તેને શૂન્ય કહેવાય છે વળી ખરી રીતે જ્ઞાની પુરૂષો તો જે ઠેકાણે આપના આપ આત્મ અંશનું જે સ્થાન છે તેને જ શૂન્ય કહે છે ને તે સ્થળે તો ચૈતન્ય સિવાય સુક્ષ્મ કે મહત્ તત્વ પૈકી કોઈ પણ તત્વ નથી, તેને શૂન્ય કહે છે.

પ્ર. – કે આત્માનું નિવાસ સ્થાન તો વૈરાટની બ્રહ્માંડની અંદર બતાવો છો, તો સૂક્ષ્મ અથવા મહત્ તત્ત્વ આત્મભૂમિમાં નથી એવું તમારૂં કહેવું કેમ સંભવે ?

ઉ. – કે આ પિંડ બ્રહ્માંડના સાક્ષી જે આત્મા છે. એ આત્માભૂમિમાં તો એકુપણ તત્વ નથી; પણ આખા વૈરાટમાં તત્ત્વરૂપી-સમૃદ્ધિ ઠસરસ ભરેલી છે, અને એ તત્ત્વોની અંદર તત્ત્વાતિત-આત્મઅંશનું સ્થાન છે. એ કારણથી એને મહદ્ શૂન્યની ઉપમા નહિ આપતાં માત્ર શૂન્ય કહેવામાં આવે છે, અને જે ઠેકાણે આખા શૂન્યમાં પંચ મહત્ તથા સૂક્ષ્મ આદિ

એકુતત્ત્વ પણ નથી, તે વિકાસને મહદ્‌શૂન્ય કહ્યું છે, અને તેવા મહાશૂન્યની મધ્યે કૈવલકર્તા રહેલા છે તે કૈવલમાં વિશમવું તેને પરમમોક્ષ કહેવામાં આવે છે.

પ્ર. – કે કૈવલમોક્ષ સર્વોત્તમ છે, તેવું વેદના કૈવલ ઉપનિષદ્‌ની આદ્યે સઘળા ઉપનિષદોમાં પણ કહેલું છે.

ઉ. – કે હા ભાઈ, વેદના ઉપનિષદોમાં કહેલું છે ખરૂં; પણ તે તો વ્યાપક બ્રહ્મને કૈવલનો અલંકાર આપીને "બ્રહ્મ તે હું" એવા સિધ્ધાન્તથી "અયમ્ આત્મબ્રહ્મ" અહંબ્રહ્માસ્મિ, એવી સમજના જ્ઞાનથી આપના આપ આત્મ અંશને વ્યાપક ચૈતન્ય બ્રહ્મની તુલ્ય ગણીને કૈવલ કહેલા છે અને એ કૈવલ નામ છે તે તો કૈવલપદ એટલે માત્ર મોક્ષ પદમાં જ અર્થ સમાવ્યો છે. એ ચતુર વેદના ઉપનિષદનું રહસ્ય કહ્યું અને સારસાપુરીના જ્ઞાન સંપ્રદાયના આદ્યસ્થાપક શ્રીમંત કુબેર સ્વામીએ જે કૈવલ પરમાત્માનું પ્રતિપાદન પંચમાં વેદમાં કર્યું છે. તે તો આ પ્રશ્નથી પહેલાં પૂર્વે આત્મ અંશને, તથા કૈવલ પરમાત્માને, આત્માના ચૈતન્યથી તથા કૈવલ પરમાત્મા સર્વ વ્યાપક બ્રહ્મથી કૈવલને અલગ કહેલા છે. અને એ પ્રમાણે પરમ સિદ્ધાંત ન્યાય સહિત જણાવીને ચરણ શરણના અધિકારી મુમુક્ષુ જનોને પંચમ શ્વસમ વેદથી કૈવલ પરમાત્માનું પરમ સિદ્ધાંત કથેલું છે.

પ્ર. – કે આપણે પ્રથમથી જે પ્રશ્નોત્તરી રૂપમાં વાદ સંવાદ ચલાવ્યો છે, તેનો મુખ્ય હેતુ તો પ્રારંભમાં એજ છે કે પંચમ શ્વસમ વેદનું સ્વરૂપ યથાર્થ સમજાવી શકાય માટે જ ચતુર વેદનું વિવેચન કર્યું છે. તે એવી રીતે કે ચાર વેદ એટલે શું ? તથા તે કયા અંકુરમાંથી અને કેવા સ્વરૂપે ચાર વેદ થયા ? તે વિષેની હકીકત તો આગળ આવી ગઈ છે. હવે પછી મુખ્ય હેતુ પૂર્ણ

હેતુ પૂર્ણ કરવા પંચમ વેદનો વિષય ચલાવો જો.

ઉ. – કે વેદીયાભાઈ ! પંચમ શ્વસમવેદ વેદની વાર્તા કરાવવી હોય તો જેવી રીતે ચાર વેદનું સ્વરૂપ સમજવા સારૂ આપણે સૂક્ષ્મ દૃષ્ટિએ અંતર પ્રદેશે ઉતરીને અધોઅર્ધના પ્રણવની દ્વારા એ વાર્તા ચલાવી હતી, તેવી રીતે પુનઃ અધોઅર્ધની ઉપરાંત ઉર્ધ્વ પ્રણવમાં વૃત્તિ જોડીને તમે તત્પર રહો, અને પંચમ શ્વસમવેદ વેદની વાર્તા કહુ તે સાંભળો. જે સત્ કૈવલ પરમાત્માના પરમહંસ શ્રીમંત્ કુવેર સ્વામીશ્રીએ પંચમ વેદ જે સૂક્ષ્મ વેદ અથવા સૂક્ષ્મ વેદનું નામ આપીને ઘણી સૂક્ષ્મ ગતિ સૂક્ષ્મ વેદ નામના ગ્રંથમાં જણાવી છે, તે મધ્યેની સૂક્ષ્મ વેદને જાણવા સંબંધી સંજ્ઞા માત્ર પ્રત્યક્ષ પ્રમાણ સહિત વાર્તાકહું તે સાંભળવા સાવધ થાઓ, આ વાર્તાની સમજ તો જે ગગનગામી અધિકારી જ્ઞાની પુરૂષ હશે અથવા શબ્દવિવેકી હશે; તેમને જ સમજાશે બાકીના સામાન્યને તો આ વાર્તા ખ્યાલમાં પણ આવવાની નથી. માટે બ્રાહ્યવૃત્તિ સમેટીને પ્રણવકલ્પતરૂ-ની ઉપર વૃત્તિ લાવીને અંતર પ્રદેશી થાઓ. ને દરેક વાક્યથી સિદ્ધાંત શ્રેણીએ ઉર્ધ્વ થતા જાઓ.

હવે – શ્રીમંત કરૂણાસાગર ભગવાનનો જે અનુભવના ભંડાર રૂપ તે અનેક પ્રકારના ફંદમાં પડેલા અંકુરીત વિશેષ વૃત્તિના જીવોને ફંદમાંથી છોડાવીને સલંગ એકાસૂત્ર તાર વડે આત્મ હંસને નિરંજન જ્યોતિથી પર કૈવલ પરમાત્માની ઐક્યતા કરાવવા માટે પરમાર્થ વાણી વાપરીને સૂક્ષ્મ વેદ નામના ગ્રંથના પ્રારંભમાં મંગલાચરણની અંતે સાખીથી કહી ગયા છે કે –

સાખી– **સોહમ્ શ્વાસા શ્વસમ હી, પ્રણવ પ્રાકૃતમ જેહ;**
**અખિલ લોક અંતર જપ, વેદ પંચમો તેહ.**

આ પ્રમાણે કહેલું છે, તે મધ્યથી જરૂર જેટલા સારનો અર્થ કહું તે સાંભળો- કે "સોહમ્ શ્વાસાસ્વસમહી" એટલે સોહમ્ ધ્વનિનો જે કુદરતી શ્વાસા છે તેને સશમ્ વેદ કહેવાય છે.

પ્ર. – કે સોહમ્ ધ્વનિ કોને કહેવાય ?

ઉ.– ઉર્ધ્વ પ્રણવ સોહી શ્વસમ છે, અધોઅર્ધ ચૌવેદ;
અધોઅર્ધમાં સૌ રહ્યાં, સૂક્ષ્મ વેદ બીચ ભેદ. ૨૧

આ સાખીના અર્થમાં કહ્યું છે કે ચતુર વેદની હદ તે અધોઅર્ધના પ્રણવમાં જ છે. તે વિષેનું સ્પષ્ટિકરણ આગળ આવી ગયેલું છે. અને ઉર્ધ્વ પ્રણવ તે સૂક્ષ્મ વેદની ગતિનો છે. કારણ કે ઉર્ધ્વ પ્રણવથી સોહમ ધ્વનિનો ઉચ્ચાર થાય છે તે અંશને નિવેદન થઈને અંશના આત્મ બળથી વૈરાટ બ્રહ્માંડના મહદ્ પ્રણવમાં ગતિ કરીને સોહમ્ પદ કૈવલમાં અર્પણ થાય છે.

પ્ર.– કે આ વાર્તા તો તમે ઘણી આશ્ચર્યકારક કરી કારણ કે આપણું અલ્પ જેવું આ સ્થૂલ શરીર, તે મધેથી પ્રણવ ઉત્પન્ન થયોતે વૈરાટ બ્રહ્માંડનાં સઘળાં તત્વો ભેદીને વળી મહૃદ પ્રણવમાં ગતિ કરીને ઉર્ધ્વ પ્રણવ તે કૈવલમાં અર્પણ થાય છે, એવું શંકા ભરેલું તમારૂ કહેવુ તે કેમ સંભવે ?

ઉ. – કે ભાઈ ! જે પ્રણવ ધ્વનિ ઉઠે છે તે માત્ર આ શરીરમાંથી જ ઉઠે છે તેમ નથી. એ તો બ્રહ્માંડભરમાં સભર ભરેલો છે. પણ તે આપણા સ્થૂલ શરીરમાં પ્રેરક થયો એટલે શરીરનાં સાત કમળ ચક્રમાં બંધાઈને અધોઅર્ધ ને ઉર્ધ્વ ગતિવાળો થઈ રહ્યો છે પણ તેને બહિરના એટલે વૈરાટના મહદ્ પ્રણવની સાથે ટેલિગ્રાફના તંત્રના દ્રષ્ટાંતે સંબંધ જોડાયેલો છે. ને એની મુખ્ય જીવન સમૃદ્ધિ તો ઉર્ધ્વ ગતિના સોહમ્ પ્રણવમાં જ રહેલી છે અને એને આધારે જ આ સ્થૂલની જીવન દોરી તો

હર્દમ શ્વાસોને જ માનવા જેવી છે અને એ દોરી આત્મ અંશની ૐકાર વૃત્તિથી સઘળા શરીરમાં પ્રેરી રહેલી છે.

પ્ર. – કે ઉર્ધ્વ ગતિના સોહમ્ પ્રણવમાંથી જીવન સ્મૃદ્ધિ તે આ સ્થૂલ શરીરમાં કેવી રીતે પ્રેરે છે ? તે કહોને ?

પદ

ઉ.– **સોહમ્ અરસથી અમૃત ધારા ઝરે પ્રણવને દ્વાર,**
**નિરંતર ઝરે પ્રણવને દ્વાર;**
**રોમ રોમ સજીવન તત્વ તંતુનો તાર,**
**નિરંતર તત્ત્વ તંતુનો તાર.**
**અનહદ વેગો ધમ ધમીરે ઉઠે શ્વાસા હર્દમી રે.**
**કોઈ થાઓ ગગનના ગમિરે મન ઇંદ્રિ પ્રાણને દમીરે ૨૨**

અર્થ :– ‘સો’ એટલે તે કૈવલ પરમાત્માને ‘અહમ્’ એટલે હું તેમનો અંશ આત્મા. એ બેઉના સલંગ એક સૂત્રથી વચમા પ્રણવદ્વારાએ ઉતરતું અમૃત, તે ૐકારપ્રણવની દ્વારાએ રોમેરોમમાં ઉતરીને સર્વ તત્ત્વોનો તંત્ર સજીવન રહીને અપાર વેગથી હર્દમ શ્વાસોશ્વાસ ઊઠયા કરે છે.

પ્ર. – કે સોહમ્ પ્રણવમાંથી અમૃત ઝરે છે, એ તમે કહ્યું ખરૂં; પણ એ વિશેની લક્ષણા એકદમ લક્ષમાં આવી શકતી નથી, માટે એ હકીકત ફરીથી કહેજો.

સાખી – **ઉર્ધ્વથકી અમીરસ ઝરે, સોહમ્ અંશથી પાસ,**
**અધોઅર્ધમાં વિચરત પ્રણવોહંગ પ્રકાશ - ૨૩**

અર્થ: –સોહમ એટલે કૈવલ પરમાત્મામાંથી અમૃત ઉતરીને એકસૂત્રતારે રહેલા અંશની મારફતે તે અમૃત ઉર્ધ્વ પ્રણવે ઉતર્યું; તેથી અધોઅર્ધ એટલે ઉલટસુલટ પ્રણવ ચાલી રહ્યો છે.

પ્ર. – કે આ તમારા કહેવા પ્રમાણે હવે આખા બ્રહ્માંડનાં શરીરોનો નિયમ જે સજીવન રહેવું તે. ઉલટસુલટના પ્રણવ

તાર વડે જ હવે ચાલતો દેખીએ છીએ.

ઉ. – કે હા ભાઈ, વળી કહ્યું છે કે :-

**ૐકાર આ પિંડમાં સોહમ્ બ્રહ્માંડે તાર;**

**ઉભયેના અનુસુતથી સચેત હોય સંસાર. – ૨૪**

અર્થ :- આ પિંડના ૐકાર વડે ને બ્રહ્માંડના સોહમતાર વડે એકતાર થઈને આખા સંસારનાં તનુઓ સચેત રહે છે.

પ્ર. – કે આ શરીરનાં તત્ત્વો સચેત કરનારને ઉર્ધ્વપ્રણવ છે. એ જ પંચમો વેદ છે ? ને તે ચાર વેદની ઉપર રહેલો છે એવું તમારૂં કહેવું છે ખરૂં ને ?

ઉ. – હા, ભાઈ.

સાખી – **નિગમ ચતુરની ઉપરે, વેદ પંચમો જેહ;**

**અ, ઉ, મકરાતિત્ છે, સોહમ્ ધ્વનિનો તેહ. – ૨૫**

**ઉર્ધ્વપ્રણવની આખરે, સૂક્ષ્મ વેદનું સ્થાન**

**વર્ણવાય નહિ તે વાણીએ, ચતુરવેદ સમાન. – ૨૬**

જે પંચમ વેદ છે તેની ગતિ ચાર વેદની ઉપર છે, ને તે એવી રીતે છે કે અકાર,ઉકાર ને મકારની ઉપર સોહમ્ ધ્વનિના ટંકારવાળો છે. માટે ઉર્ધ્વપ્રણવ જે મકાર, તેની ઉપર છેવટે સૂક્ષ્મવેદનું સ્થાન છે, અને એ ચાર વાણીથી પર છે. માટે એ સંજ્ઞાએ કરીને સમજાય છે.

પ્ર. – એ બધું ખરૂં; પણ એને સમજવા સારૂ કેવા પ્રકારની સંજ્ઞા ? સંજ્ઞા કરીને કહેવા જેવું કંઈપણ હશે કે નહિ ?

**દમવિના શમ્ સશમ છે, નિગમ ચતુરનું સ્થાન;**

**ઉદયે અસ્ત શૂન્ય ધુનમાં, સાગર લુણ સમાન. – ૨૭**

અર્થ :– સશમ્ વેદ છે તે સદાકાળ સમી રહેલો છે, ને તે ચાર વેદને ઉત્પન્ન થવાનું મૂળ સ્થાન છે, તેમ ચાર વેદને પાછું સમવાનું તે પણ એજ સ્થાન છે. કોની પેઠે કે સમુદ્રના પાણીનું

મીઠું અથવા લુણ બને છે. ને તે મીઠાનું પાછું રૂપાન્તર પાણીમાં જ થાય છે. તેવી રીતે ચાર વેદને ઉદય થવાનું કે, અસ્ત પામવાનું સ્થાન શ્વસમવેદ છે. તે શ્વસમવેદમાં સમેલી ચાર વેદની સર્વવ્યક્તિ તે શૂન્યમાં સમી જાય છે. એ પ્રમાણે વેદોત્પત્તિની સંજ્ઞા કરીને કહી, તે ઉપરના દ્રષ્ટાંત સિધ્ધાંતથી સમજી લેવી. વળી વિશેષ કહ્યું છે કે :–

સાખી – **ઉપજ્યું ત્યાં ફરે અર્પવા પરાવાણી વેદાન્ત,**
**પરાથકી વિષયેપરો સશમ્વેદ ઉપરાંત. – ૨૮**

અર્થ : કે પરાવાણીની આદ્ય લઈને ઉત્પન્ન થયેલા ચાર વેદની સમૃદ્ધિને, તથા ચાર વેદના સિધ્ધાંત પ્રમાણે પાછું શમવાનું સ્થાન તે પરા વાણી છે, ને એવી પરાવાણીને શમવા માટે તો પરાથકી પર તેને પરાત્પરવાણી કહે છે. ને પરાત્પરવાણી તે શ્વસમવેદની વાણી છે, તેમાં સર્વ સિધ્ધાન્તનું સમન છે. ને તે વિષય સર્વથકી ઉપરાંત છે, એટલે ચાર વેદના અહંબ્રહ્મ સિધ્ધાન્તથી પણ ઉપરાંત છે. વળી કહ્યું છે કે :–

સાખી – **સશમ્વેદ સાગરતણી, લહેરી ચતુરનિગમ;**
**સપ્ત ચક્રમાં પ્રસરી, વહે અક્ષરમાં દમ. – ૨૯**

અર્થ :– શ્વસમ વેદ તે સાગરરૂપે છે. ને ચાર વેદ તે એની લહેરી છે. તે ચાર વેદરૂપી-લહેરીનો વિસ્તાર થાય ત્યારે સાત કમળચક્રમાં પ્રવેશ કરીને અક્ષરોના ઉચ્ચાર દ્વારાએ દમનું વહન થાય છે.

સાખી – **વિખરાતું આ વિશ્વ સહુ, વહીને શ્વાસોશ્વાસ;**
**બાળકૃષ્ણ ગમ સશમ્ વિણ, રહ્યો ઈતર અધ્યાસ. –૩૦**

જેમ જેમ દમનું વહન કરે, તેમ તેમ શ્વાસારૂપી સમૃદ્ધિ કમી થઈને આ વિશ્વનો નાશ થાય છે. એ બધું કારણ એજ કે,

શ્વસમવેદની ગમગતિને જાણી શકતા નથી. માટે આ તરફના અધ્યાસે કરી ગદ્યપદ્યાદિક ઉચ્ચારો કરીને શ્વસમવેદના સ્વરૂપમાં કોઈએ સમાયું નથી, અને જયાં ત્યાંના અધ્યાસમાં જીવો વળગી રહીને આ તરફના ખાતામાં જ તન મનને પ્રાણ અર્પણ કરી દે છે.

પ્ર.– કે તમે સશમ્‌વેદમાં સમવાનું કહ્યું, તે પ્રમાણે સમવાથી દરેકને કયો લાભ મળવાનો ? અને એ પ્રમાણે જો, ના સમે તો તેમને નુકશાન કેટલું ?

ઉ. – વેદીયાભાઈ ? તેનો ઉત્તર તમારી દ્વારા એ જ આપું, તે પ્રમાણે સમજીને વિદિત થશો કે તમે ચાર વેદના ઘનપાટી છો. અર્થાત્ – વેદજ્ઞ છોર્વેદને સંપૂર્ણ જાણો છો, અને હમેશાં પારાયણ કર્યા જાઓ છો, પણ વેદનું મૂળ સિધ્ધાન્ત જે આત્મજ્ઞાન, તે આત્મ-સ્વરૂપાકાર થવાની શ્રેણી કે રહેણી તમને પ્રાપ્ત થઈ છે ?

જયાં સુધી એ સમૃદ્ધિ નથી, ત્યાં સુધી તમારો વાક્‌ચાતુરી પુરુષાર્થ તે પરોક્ષ દાવાનો જ કહેવાય છે. માટે સુક્ષ્મવેદના નિયમ પ્રમાણે સમવાથી સ્વરૂપની સાથે એકતા થવાય છે, અને ના સમનાર તે વાક્‌ચાતુરીથીઆ તરફના સગુણ પક્ષમાં કે નિર્ગુણપક્ષમાં પરોક્ષદાવે ભક્તિમાર્ગ શોભાવે ખરા, પણ એમના અંતરમાં **વિયોગ-વન્હિ** અખંડ રહેવાનો, અને સુક્ષ્મવેદના નિયમે વર્તનાર તે સ્વરૂપાકાર - સમૃદ્ધિના માલિક થવાનું સ્વાનુભવાનંદી થાય છે એ વિષે –

સાખી – **સુક્ષ્મવેદ ધુન ઐક્યતા, સ્વરૂપો હંગ મિલય,**
**વૈખરી આદ્ય મુખ વાણીએ, સગુણી જાપ જપાય. –૩૧**

અર્થ :- આ સાખીમાં કહ્યા પ્રમાણે સ્વરૂપાકાર થવાય છે, ને ચાર વેદના મુખ પારાયણથી ઉચ્ચાર કરેલો જાપ તે તો આ

તરફના સગુણી-સંસારથી તે સગુણ-દેવલોક પર્યંત જપેલો જાપ પહોંચે છે.

પ્ર. – કે એ તોસમજાયું કે ચાર વેદથી પહેલો અનાદિ વેદ શ્વસમવેદ છે ને તે ઉર્ધ્વમુખી છે, તેથી કૈવલકર્તા પર્યંતને આત્માની દ્વારાએ પોતાનો ધ્વનિ પહોંચે છે એમ ખરૂંને ?

ઉ. – હા ભાઈ, એ વિશે –

સાખી – **સશમ્‌વેદ આદ્યોદય, સતંત કૈવલ જાણ,**
**ઘટ પ્રત્યે ગતિએ જુઓ, ખોલી અનુભવ ખાણ. –૩૨**

અર્થઃ – ઉપર પ્રમાણે સાચું ન માનો તો, પોતાના અંતરમાં અનુભવથી ગતિ યાર થાઓ, એટલે જેવું છે તેવું સિદ્ધ થશે.

પ્ર. – કે તમે ચાર વેદની ઉપર પાંચમા વેદનું પ્રતિપાદન તો કર્યું, પણ હવે પુછું છું કે પંચમ વેદનાં મહાવાક્ય ક્યાં કયાં છે ? તથા એની શાખા કઈ ?

ઉ. – કે આદ્ય સક્રત સ્વરાજ્ય કરૂણેશ ને કૈવલ એ પંચ મહાવાક્ય છે અને ચૈતન્ય એની શાખા છે.

પ્ર. – કે ૐકાર છે તે આ શરીરમાં રમી રહેલો છે. ને સોહંકાર તે વૈરાટ-બ્રહ્માંડમાં રમી રહેલો છે. પણ ૐકારની હદ કયા સ્થળે પુરી થઈ, ને સોહંકારની હદ ક્યાંથી લાગુ થાય છે ? અને દરેકના અધિષ્ઠાતા કોણ છે ? ને તે કોની સાથે એકતા કરી રહ્યા છે ! એ વિશે સ્પષ્ટ કહો.

ઉ. – ૐકારની હદ રંધ્રસ્થાને પુરી થાય છે, એટલે જે ઠેકાણે મકારધ્વનિ સમે છે, તે ઠેકાણે ૐકારની હદ પુરી થઈને નિરંજન જ્યોતીમાં એકતા થઈ રહે છે. ને ત્યાંથી ઉર્ધ્વ ગતિનો સોહમ્ પ્રણવ, તે રંધ્ર સ્થાનથી દ્વાદશ અંગુલની હદમાં આત્મ અંશને અર્પણ થાય છે. ને અંશ છે તે અંશી પદ કૈવલમાં સન્મુખતા મેળવીને આકર્ષણ કરી રહેલો છે. એ પ્રમાણે

અન્યોઅન્ય એકતા રૂપે આ પિંડનું તથા વૈરાટનું સચેતન પણું છે. ને એક એકના આકર્ષણથી એકબીજાની સાથે સંબંધ જોડાઈ રહ્યો છે. તેથી અંશને નિવેદન થયેલો સોહમ્ ધ્વનિ તે અંશીપદ કૈવલને પહોંચે છે.

પ્ર. — કે જ્યારે સોહમ્ ધ્વનિ અંશને અર્પણ થાય ત્યારે તે ધ્વનિ અંશીપદ કૈવલ પરમાત્માને પહોંચે એ કેવા નિયમથી ? તે પ્રત્યક્ષ માન્ય કરવા જેવું પ્રમાણ કહો જો ?

ઉ. — કે વેદીઆભાઈ ? અંશને અર્પણ થયેલો ધ્વનિ તે અંશીપદ કૈવલને કેવા નિયમથી પહોંચતો હશે ? પણ એ નિયમ તો કુદરતી છે. કેવી રીતે કે,

સાખી — **પુરૂષ વિર્ય પત્નિ ગ્રહે, એ દંપતિનુંકામ,**
**કુદરતથી કાયા બને, અવયવો સર્વ તમામ. — ૩૩**

અર્થ — સ્ત્રી છે, તે પુરૂષના સંયોગથી માત્ર પુરૂષનું વિર્ય ગ્રહણ કરે છે બાકીનું કામ જે પુત્રના શરીરના અવયવો તે કંઈ સ્ત્રીને કે પુરૂષને ગોઠવવા પડતા નથી એ તો વિર્ય દ્વારા એ દંપતિના શરીરની રચના સર્વે કુદરતથી જ્યાં જેવી જોઈએ ત્યાં તેવી આવીને ગોઠવાય છે. તેવી રીતે ઉર્ધ્વ પ્રદેશી કૈવલ પદની સાથે આકર્ષણ જોડનાર અંશની દ્વારાએ અંશીપદ કૈવલમાં અર્પણ થાય છે. માટે જેને જેની સાથે આકર્ષણ છે તે પોતાના અધિષ્ઠાતા ઈષ્ટને અર્પણ કરે છે એમાં સંશય નથી. એ વિષે કહ્યું છે કે —

## પદની ચોપાઈ

**જેની વાસના તેમાં સમાશે બ્રહ્માડ તંતુ સદાય — ૩૪**

અર્થ :— માટે જેનો ઉદય જે તત્વમાંથી થયેલો છે, તો કલ્પાંતે, તે તત્વમાં જઈને જ સમાવાનો છે માત્ર કરવાનું કર્તવ્ય

એજ કે અન્ય વાસના તોડીને પોતાના મૂળ સ્વરૂપમાં તલ્લિન થવું જોઈએ. એ બાબતમાં પ્રમાદ છોડીને ઉર્ધ્વમુખી થવાની જરૂર છે. કોની પેઠે કે.

## પદની ચોપાઈ

**બાંધી નિશાન ઉર્ધ્વ દેશમાં રે, ભર્યો વેગ ૐકાર રે**
**સોહમ્ સોહમ્ ધ્વનિયે મટી, શમ્યો સ્વરૂપાકાર રે**
**જોને વિચારી ઓ જીવડા ૩૫.**

આ પ્રમાણે કરવામાં બીલકુલ પ્રપંચ કે પ્રમાદ નભશે નહિ.

પ્ર. – કે દરેક ઠેકાણે તમે સોહમ્ શબ્દ વાપર્યા છે તો એ સોહમ્‌નો તમે ખરી રીતે અર્થ શો કરો છો ?

ઉ. – કે, સો, એટલે તે, અને અહમ્, એટલે હું, એ બેઉની સંજ્ઞા કરનાર સોહમ્ શબ્દ છે.

પ્ર. – કે સોહમ્ શબ્દનો અર્થ તો એવી રીતે થતો નથી, સર્વે વિદ્વાન વ્યાકરણીઓ સોહમ્‌નો અર્થ એવો કરે છે કે સોહમ્ એટલે 'તે'. 'તે' હું 'ને' હું 'તે' તેજ છું એ પ્રમાણે કરે છે.

ઉ. – કે વેદીયાભાઈ ! તમારા કહેવા પ્રમાણે સોહમ્ વાક્યનો અર્થ થતો હોય તો એવા અર્થથી આગળના સિદ્ધાંતને બાધ લાગે છે.

પ્ર. – સર્વે વિદ્વાનો આદિ અનાદિ કાળથી સોહમ્નો અર્થ અમારા કહેવા પ્રમાણે જ કરે છે. તેમણે તો એવા અર્થથી કોઈએ બાધ ગણ્યો નથીઅને તમે જે બાધ લાગે છે તેવું કહો છો તે વળી કેવી રીતે ?

ઉ. – સોહમ્ વાક્યનો અર્થ ફરીથી કહું તે સાંભળો કે જેથી કરી તમારે સાચું જ માનવું પડશે.

## હંસઃ વાક્યનો

સાખી – **સોહમ્ અર્થ સિદ્ધાંતે ફેર**
**હું તે, તે, હું અર્થથી, નહિ સિદ્ધાન્ત ન વેર.** ૩૬

અર્થ :– જે સોહમ્ હંસ એ વાક્ય છે, એ શબ્દ ઘણો જ ભેદ ભરેલો છે. દરેક વાક્યના અર્થનો નિયમ એવો છે કે સિદ્ધાંત પ્રમાણે અર્થ થઈ શકે છે અને એ નિયમ પુરાતની છે માટે સિદ્ધાંતને બાધ લાગે નહિ તેવા નિયમથી અર્થ થાય છે, તે સાંભળો. પણ હું તે, તે, ને તે, તે, હું એવા અર્થ સિદ્ધાંતથી નિરાકરણ થતું નથી માટે તે વિષે –

સાખી – **તે, તે હું, હું, તેજ છું, એમ સિદ્ધાન્તે હોય**
**તો તે પદની યોજના, ન કરે જ્ઞાની કોય.** ૩૭

અર્થ :– હવે જુઓ. ઉપર પ્રમાણે સોહમ્‌નો અર્થ થતો હોય, તો પછી જ્ઞાનિ પુરૂષોને તે પદની યોજના કે ચાહના કરવાનું કારણ શું ? પછી તે પદની ઈચ્છા કરવાનું કંઈ પણ રહ્યું નહિ.

અર્થાત્ હુંમાં સમાસ થતો હોય તો તે પદની જરૂર ક્યાં રહી ?

પ્ર. – જે સોહમ્ હંસઃ વાક્ય છે, તે તો વેદનું વાક્ય છે, અને વેદજ્ઞ મહાપુરૂષો ઉપર પ્રમાણે સોહમ્ હંસઃનો અર્થ કરે છે. અને કદાપિ એ વાક્ય ખોટું હોય તો તે વેદ સોહમ્ એવો ઉચ્ચાર કેમ કરે ?

ઉ. – કે વેદીયાભાઈ ! સિદ્ધાન્તે જોતાં તો વેદનું બોલવું ખોટું નથી. અમારા સિદ્ધાન્તને અનુસરીને વેદ તો બોલેલા છે. પણ એના અર્થ કરનાર વ્યાકરણીઓએ સિદ્ધાન્ત તથા

અર્થ, એ બેઉ બદલી નાખ્યાં છે. જે સિદ્ધાન્ત સિદ્ધ કર્યું છે, તેજ સિદ્ધાંતમાં અર્થ સમાસ કર્યો છે. પણ એ સિદ્ધાન્તને અર્થ એ પ્રમાણે નથી.

સાખી – **હું, તે તે, હું શું કહો, સિદ્ધાન્તે બહુ ભેદ**
**તે હું, ઉભયે સ્થાપવા, સંજ્ઞા કરતા વેદ. – ૩૮**

અર્થ – વેદ જે કહેલું છે તે એટલા માટે કે તે અને હું, એ બેઉનું સ્થાપન કરવા સારૂ સોહમ્ હંસઃ શબ્દથી સંજ્ઞા કરીને વેદ કહે છે.

પ્ર. – કે તે, એટલે શું ? અને હું, એટલે શું ?

ઉ. – **તે કૈવલ કીરતાર છે, હું કૈવલનો અંશ**
**હું ને તેની મધ્યેનો, કરો ભ્રમ વિધ્વંસ – ૩૯**

અર્થ – વેદીયાભાઈ ! સાંભળો, કે તે એટલે કૈવલ પરમાત્માને કહ્યા છે, ને હું, એટલે આત્મ અંશને કહેલા છે. માટે હું, ને તે, એ બેઉની મધ્યે રહેલા પરંત્તર, તે દૂર કરવો.

સાખી – **આરોહ અવરોહ પ્રાણથી, સોહમ્ હંસઃ જાપ**
**અંશ અંશીના તંતથી, પ્રણવ સચેતન વ્યાપ – ૪૦**

અર્થ – આત્મા, અને પરમાત્માની એકતાયે કરી પ્રણવ સચેતન થઈ રહે છે, અને એ પ્રણવની ગતિ ઉલટ સુલટ થઈને સોહમ્ હંસઃ એ પ્રમાણે અજપાધ્વની ઉઠે છે.

પ્ર. – કે એ બેઉનો સંબંધ કેવી રીતે જોડાયેલો છે ?

પદ

ઉ.– **ઇંદુ દીસેઅંબુ વિષે ચંદ્ર તો આકાશે,**
**પ્રકાશીક પિંડનો હું શ્રી હરિ સત્તાસે,**
**જેમ બિંદુ ભળ્યુ સીધુમાં હુંઆત્મ હરિતાસે – ૪૧**

અર્થ – જેમ ચંદ્રમાં આકાશમાં રહેલો છે. ને નીચે પાત્રમાં પ્રકાશ કરનાર તેનું પ્રતિબિંબ રૂપે ચંદ્રમા પાણીમા દેખાય છે,

તેમ આ પિંડ રૂપી પાત્રમાં પ્રકાશ કરનાર આત્મા છે, પણ તે મહદ્ શૂન્યમાં રહેલા કૈવલ પરમાત્માની શક્તિયે કરીને આત્મા, પ્રકાશક કહેવાય છે, ને આ પિંડમાં જણાય છે.

પ્ર. —કે તમે ઉપર પદ્યમાં કહ્યું કે, "પ્રકાશક પિંડનો હું શ્રી હરિસત્તાસે," એવું કહો છો તો, આ પિંડમાં પ્રકાશ કરનાર આત્માને ના કહીયે ને કૈવલ પરમાત્મા એજ પ્રકાશ કરનાર છે, એમ કહેતાં શું બાધ લાગે ?

ઉ. — કે વેદીયાભાઈ ? એવું અઘટીત કહીએ કેમ ? જેવું હોય તેવું જ કહેવું, જેને અનુભવ સહિત કહેવું છે, તે ખોટુ કહે જ નહીં.

પ્ર. — કે તમે અનુભવસહિત કહ્યું. તેની સાબીતી શી ?

ઉ. — કે એ તમારૂ પૂછવું સત્ય છે. તો તે તમને પ્રત્યક્ષ સાબીત કરી બતાવું, તેનો ન્યાય તપાસો.

પદ્ય

**આત્મ વિના મહાત્મ નહી દેહનું મનાશે**
**સંકલ્પીનો કલ્પ અંતે ઉદયમાં સમાશે,**
**જેમ બિંદુ ભળ્યું સીંધુમાં. ૪૨**

અર્થ — હવે આ પદ્ય ઉપર ધ્યાન રાખીને વિચારો કે આ શરીરમાં પ્રકાશ કરતા કૈવલ પરમાત્માને કહીયે, ને આત્માને બાદ કરીયે તો, જ્યારે આત્માની અસાક્ષી થાય છે, એટલે આ શરીર પરથી આત્માનું ઉઘાપન થયા પછી કોઈનું શરીર સચેત રહેતાં જોયું નહિ. માટે આત્માથી જ સચેતન રહે છે, એવું જાણવું.

પ્ર. — કે જ્યારે શરીરને સચેત કરનાર તો આત્મ અંશ છે તો કૈવલકર્તાની શક્તિ શું કામ કરે છે ? ને તે કોને પ્રકાશે છે.

ઉ. — કે વેદીયાભાઈ ! કૈવલ કર્તાની શક્તિ શું કામ કરે

છે ? ને તે કોને પ્રકાશે છે ? એવો તમારો પ્રશ્ન છે તો તે વિષે કહું તો સાંભળો.

સાખી : **કૈવલ સર્વ પ્રકાશક, અંશ પ્રકાશે દેહ**
**ઉભયેના અનુસુતથી સચેત સઘળું તેહ. – ૪૩**

અર્થ – કૈવલ કર્તા છે તે પોતાની ઈચ્છા શક્તિ વડે રજતજની આદ્યે લઈ આખા બ્રહ્માંડની સર્વ વિભૂતિના પ્રથમ ઉત્પન્ન કર્તા છે. અને પોતાની ખટ વૃત્તિ મધ્યેની અંશપ્રેરક વૃત્તિથી ઉપજેલા જે અંશ, તે અંશ. અણુઅણુની આદ્યે આખા શરીરનાં સર્વ તત્ત્વોને સચેત કરનાર છે. એ પ્રમાણે આપનું આપ જે અંશ સ્વરૂપ, તે અંશીપદ કૈવલની સાથે એકતાપણે રહીને આખા શરીરને સચેત કરે છે.

વળી અંશીપદમાં એટલે કૈવલ કર્તામાં મુક્ત થવા સારુ આપનું આપ જે અંશ સ્વરૂપ તે જ્ઞાન કળાયે કૈવલ કર્તાની સાથે પ્રેમ જોડે ત્યારે જ કૈવલમાં મુક્ત થાય છે.

પ્ર. – કે કૈવલપદ છે તે સર્વે આત્મ અંશાઓને શિર મહદ્ પદ છે ખરૂં, પણ અંશ છે તે કૈવલમાં ભળશે ? કે કૈવલ તે અંશમાં ભળશે ?

વળી કૈવલ પદ છે તેસર્વે અંશનું નિવાસી પદ છે. એવું માત્ર સમજીને જ રહેવા જેવું કૈવલમાં મુક્ત થવા માટે કંઈ કર્તવ્ય કરવું પડતું હશે ?

ઉ. – કે કંઈ ના કરવું પડે તે તો અહંબ્રહ્માસ્મિવાળાઓનું નિર્વિકલ્પ બ્રહ્મજ્ઞાન કહેવાય છે. એટલે અનેક પ્રકારની ક્રિયાઓ કરીને માત્ર પોતાની વૃત્તિ પોતાનામાં શમે એટલે સર્વ કાર્ય સિદ્ધ થયું માને છે.

અને કૈવલ પરમાત્માના પરમ સિદ્ધાન્તમાં શમવા માટે જે ક્રિયા કરવાની છે, તે કેવી રીતે કે.

સાખી : **"સરીતા સીંધુમાં મળે, તેવો હમ્ સો ન્યાય**
**તે પદ નહિ હુંમાં ભળે, દેખો દિર્ઘ કળાય."– ૪૪**

અર્થ – જેવી રીતે સમુદ્રમાં ભળવા માટે નદીઓ પોતાનો વહન વેગ હંમેશાં સમુદ્રના તરફનો રાખી રહે છે. તેવી રીતે હરદમ સોહમ્ પ્રણવનો ઉર્ધ્વ પ્રદેશી વેગ હમ્, એટલે હું અંસ, ને સો, એટલે તે, તે કૈવલમાં મલે છે.

અર્થાત્ – તે પદ કૈવલનું છે તે હું માં એટલે અંશમાં ભળશે નહિ.પણ અંશ છે તે સર્વ ઉપાધીરૂપ તત્ત્વોથી મુક્તછે, માટે મહદ્પદ કૈવલમાં લીન થાય છે, તે માટે સરીતારૂપી અંશનો વેગ હર્દમ કૈવલમાં ઉર્ધ્વ પ્રદેશી પ્રણવ વડે ઉજાગૃત રાખવો જોઈએ છીએ. અને સરીતા તથા સમુદ્રના ન્યાયને લાગુ પડે તેવી દીર્ઘ કળાજે જ્ઞાનની જોઈ લેવા જરૂર છે.

પ્ર. – કે ઉર્ધ્વ પ્રદેશે સોહમ્ પ્રણવનો વેગ રાખવાથી કૈવલમાં અંશ ભળે છે, તે કેવા ન્યાયથી ?

ઉ. – કે વેદીયાભાઈ ! એ શંકાનો વિષય આગળ આવી ગયો છે, ને તેનું સમાધાન પણ સંક્ષેપે કરેલું છે. છતાં તમને શંકા થાય છે તો પુનઃ તમારા પ્રશ્નનો ઉત્તર કહું તે સાંભળો.

સાખી- દ્રષ્ટાંત

**પુરૂષ વિર્ય પત્નિ ગ્રહે, એ દંપતિનું કામ**
**કુદરતથી કાયા બને, અવયવો સર્વ તમામ. – ૪૧**

અર્થ – આ જગતમાં જે જે કાર્યો બને છે તે સર્વે આત્માથી તથા પરમાત્માના યોગે કરીને બને છે. એવો ન્યાય કૈવલ કર્તાએ આદ્યથી પોતે કરી મુકેલો છે. માટે એને કુદરત કહેવાય છે. અને એજ કુદરતથી ઉપર કહ્યા પ્રમાણે સર્વ કાર્ય બન્યા જાય છે, તેના દ્રષ્ટાંત વિષે ઉપર સાખી કહેલી છે, તેનો અર્થ એજ છે કે સ્ત્રી તથા પુરુષને પ્રજા ઉત્પન્ન કરવાનો સંકલ્પ થાય

ત્યારે પુરૂષનું વિર્યબિંદુ તે સ્ત્રી, પોતાની યોનિમાં ધારણ કરવા જેટલો જ ઉદ્યોગ કરે છે, ને બાકીનું કાર્ય જે ઉત્પન્ન થનાર પ્રજાના શરીરના અવયવોની ગોઠવણ કરવાની યુક્તિ તે સ્ત્રીને કે પુરૂષને કરવી પડતી નથી. એ ગોઠવણ તો ઈશ્વરી કુદરત દ્વારાયે જ થાય છે. તેવી રીતે બીજું દ્રષ્ટાંત –

સાખી

**અમર કોશનું ઘાસ ખાય, મૃગ મદ મૃગમાં થાય**
**અમર કોશની ધુમ્ર તે, કસ્તુરી પર જાય – ૪૬**

અર્થ – જે કસ્તુરીયો મૃગ હોય છે તે અમર કોશ નામનું ઘાસ ખાય છે, તો તેના સત્વથી મૃગના શરીરમાં કસ્તુરી બને છે. હવે જુઓ કે અદ્રશ્ય રહેલી કસ્તુરીને શોધી કાઢવી હોય તો અમર કોશના ઘાસને અગ્નિમાં બાળીયે તો તેની ધૂમ્ર જયાં કસ્તુરી હોય ત્યાં જઈને સ્થંભે છે. એ કારણ તે પુરાતની સંબંધનું છે. માટે અમર કોશથી બનેલી કસ્તુરીને અમર કોશના ઘાસની ધુણી શોધી કાઢે છે, તે પ્રમાણે.

સાખી : **તેમ ધુન ૐકારની, શમે સોહમ્‌ની માંહાંય**
**પ્રાદુર્ભાવે જઈ મળે, અંશ અંશી છે ત્યાંય. – ૪૭**
**તત્વ તત્વથી ઉદ્‌ભવ્યાં, શમે તત્વ તે સ્થાન**
**ઉર્ધ્વ ગતિ આરાધના, કોહમ્ કર્તા જ્ઞાન. – ૪૮**

અર્થ – તે દ્રષ્ટાંતે ૐકાર ધ્વનિ તે સોહમ્‌માંથી ઉપજેલો છે. માટે પાદુર્ભાવ તેમાં જ થશે. તેવી રીતે જે તત્વો જેમાંથી ઉત્પન્ન થયેલાં છે, તે તેમાં જ શમાશે માટે અંશ છે તે અંશીમાં જ શમવાનો છે. અંશને અંશી પદમાં રાખનાર માટે કોહમ્ કર્તાનું જ્ઞાન યથાર્થ થવું જોઈએ. કોહમ્ કર્તા એટલે હું કોણ, ને મારા કર્તા તે કોણ છે ? તે વિષે અજાણ્યતા દુર કરીને ઉર્ધ્વ ગતિયે

અંશીમાં અંશને સમજાએ એજ સિદ્ધાન્ત સિદ્ધ ન્યાય છે.

પ્ર. — કે સોહમ્ શબ્દનો અર્થ, તમે સર્વ વ્યાકરણીયોથી ઉલટો કર્યો હતો, પણ સિદ્ધાન્તમાં તો ન્યાય સહિત ને મહા ઉત્કૃષ્ટ સત્ય માનવા જેવો છે. કારણ કે તમારા કરેલા અર્થમાં આત્મા તથા પરમાત્માનું પ્રતિપાદન કરીને ઉભયની ઐક્યતા કરવાનું કહ્યું, તે સઘળું ન્યાય જોતાં યથાર્થ છે. અને આ સિદ્ધાંત શ્રવણ કરતાં દરેક મુમુક્ષુની વૃત્તિ ઉર્ધ્વ પ્રદેશી થવા જાગૃત રહે છે. અને મહદ્ પદ પરમાત્માની સાથે સન્મુખ થઈ સ્વરૂપની એકતા મેળવવા માટે સત્વર થાય તેવી દિવ્ય ગતિ યુક્ત આ તમારા કરેલા અર્થને હું સત્ય માનું છું.

ઉ. — કે વેદીયાભાઈ ! સોહમ્ શબ્દનો અર્થ તે કંઈ હું મારી કપોળ કલ્પનાથી કે કહેતા કહેતી વાક્ ચાતુરાઈથી કરી શકતો નથી. એ અર્થના ગતિદાતા સદાકાળ સત્ય વક્તા પરમગુરૂ શ્રીમંત કરુણાસાગર ભગવાન (કુવેરસ્વામી) - તેમણે પોતાના દિવ્ય અનુભવથી સિદ્ધાન્ત સિદ્ધ કરાવીને અર્થ કરેલા તે મારા હૃદયમાં તેમની પ્રેરણા રમણ કરી રહેલી છે. એજ આધારે અમોએ તમારા પ્રત્યે દ્રષ્ટાંત સિદ્ધાન્તસહ પ્રત્યક્ષ પ્રમાણોથી અર્થસાર જણાવ્યો કે “સોહમ્ શ્વાસા શ્વસમહી” — પાત્ર એ વાક્ય ઉપર પંચમ વેદનું નિરૂપણ કરવા પ્રારંભ કર્યો હતો, તે શ્રીમત્કુવેર સ્વામી શ્રી પરમગુરૂ તે મનોચ્છિત પૂર્ણ કરશે, તેવી આશા ધારણ કરીને સત્યવક્તા કરૂણાસાગર ભગવાનશ્રીના જ્ઞાનમાં ગોષ્ઠી સંવાદ ચલાવ્યો હતો, તે તેમની કરૂણાથી રચેલો સંવાદ પૂર્ણ થયો. એવા સર્વજ્ઞ સત્યવક્તા કરૂણાસાગર ભગવાનશ્રીની પરમ કરૂણા સરક્વ પ્રત્યે સબળ હજો, એવી મારી નમ્ર વિનંતી છે.

**"સત્ય કુવેર સત્ય ઉચરે, સોહમ્ અર્થ નિદાન**
**બાલકૃષ્ણ સરણાંગત, ગ્રહી યથાર્થ જ્ઞાન." – ૪૯**

આ પ્રમાણે સિદ્ધાન્તસાથે સત્ય ઉચ્ચાર કરવાવાળા - માટે કુવેર સ્વામિ, સત્ય કુવેરનો અલંકાર સિદ્ધ થાય છે કે જેથી કરીને પોતે સોહમ્ શબ્દના અર્થનું નિદાન યથાર્થ કર્યું છે, તેવું સત્ય જાણીને બાલકૃષ્ણ કહે છે કે તેમના સત્ય સિદ્ધાન્તનું જ્ઞાન ગ્રહણ કરીને સદ્‌ગુરૂના ચરણ શરણમાં તલ્લિન થાઉં છું.

॥ ઈતિ શ્રી સુક્ષ્મ વેદ નિરૂપણ લેખ સંપૂર્ણ.॥

સાખી

**સંવત વિક્રમરાયનો, શત ઓગણીસો જાય**
**તદુપરી ચુંવોત્તર, સાલ તણી ગણનાય – ૧**
**શુક્લ પક્ષ વૈશાખની, એકાદશીનો દીન**
**મંગળકારી વાસરે, હસ્ત નક્ષત્ર ચિન્હ. – ૨**
**સુક્ષ્મ વેદ નિરૂપણ, પૂર્ણ થયું છે આજ**
**વાંચી સુણી અનુભવો, લેવા અવિગત રાજ્ય – ૩**
**નર વેદ સાગર ગુરૂમમ, ગરીબનિવાજ હી નાથ**
**બાલકૃષ્ણ ગતિ પોખશે, શ્રીમંતકુવેર સાક્ષાત. – ૪**

## પરમ કૈવલ મોક્ષ પ્રાપ્ત કરવા માટે ગુપ્ત મહામંત્ર વિષેનું




**શ્રીમંત કુવેર કરૂણેશર, ઉપદેશક અવતાર;**
**સર્વોત્તમ સિદ્ધાંત જે, કો હમ કો કિરતાર. ૧**

અદ્વૈત સકર્તાપતિનું જે સર્વજ્ઞ સજાણ જાણ દ્વૈત સ્વરૂપ તે જ પરમગુરૂ હોઈ, તેઓ પોતે કાયમ કૈવલમય સ્વરૂપે અલગના અલગ અને ગતિએ સલંગ છે. તેથી સામાન્ય વિશેષ અંશો

ઉપર અપાર કરૂણા કરીને, જે સર્વોત્તમ સિદ્ધાંત એટલે સગુણ ક્રત અને નિર્ગુણ અક્રર્તા બ્રહ્મથી પર હું કોણ ? અને મારો નિજકર્તા કોણ ? એ સજાતિની એકતાનો પરમ ઉપદેશ આપવા સ્વઈચ્છાથી દિવ્ય મનુષ્યદેહ ધારણ કરીને ભગવાન કરૂણાસાગર સ્વામી શ્રીમંત કુવેર સ્વરૂપે પૃથ્વી ઉપર પધાર્યા છે.

**નરણે કરતા ન્યાયથી, ખોજી પિંડ બ્રહ્માંડ;**
**જડ ચૈતન્ય ન્યારું કરી, આપે જ્ઞાન અખંડ. ૨**

જે સર્વજ્ઞ ગતિના મહાન સમર્થ પરમગુરૂ ચકવે જ્ઞાનગતિના સમર્થ સદગુરુ સ્વરૂપે છે. તેઓ ન્યાયસહિત અલૌકિક વચનોથી જડ ચૈતનની વિભક્તિનો નિશ્ચય કરાવે છે. તે ખોજપૂર્વક પંચમ શ્વસમવેદમાં પિંડ બ્રહ્માંડની રચનાના તત્ત્વોને પંચીકરણ દ્વારા ભિન્ન ભિન્ન ઓળખાવીને નિરાકરણ કરી સમજાવે છે. જે ચૈતન બ્રહ્મ તે જડ તત્ત્વોમાં વ્યાપક હોવા છતાં ન્યારું છે તેની યથાર્થ જાણને જણાવી અંશ અંશીપદનું અખંડ લક્ષ જ્ઞાન આપે છે.

**તત્ત્વ તત્ત્વમાં મેળવે, જે જેનું તે ત્યાંચ;**
**આત્મગતિએ અંશને, અર્પે અંશી માંહાચ. ૩**

પુરૂષ પ્રકૃતિની આદ્ય લઈ ગુણ ગણ વિગેરે સર્વ તત્ત્વોનો ઉદય જેમાંથી થયો છે, તે તત્ત્વો તેમાં મેળવતાં તત્ત્વોની ઉપાધિથી મુક્ત થવાય છે. ત્યારે આત્મા એટલે ઓહંગ પ્રણવ ઉપર અંશની બ્રાહ્ય દૃષ્ટિનો ભાસ પડેલો છે, તેના વિશે અંતરની શુદ્ધ આરતપૂર્વક વિરહાતુર થઈને, દૃષ્ટિને સુલટ કરી સોહંગ પ્રણવમાં સ્થિર કરવામાં આવે તો, નિજ જાણ સ્વરૂપ અંશ સર્વજ્ઞ મહદ્ સજાણ સ્વરૂપ અંશી પદને પામી શકે છે.

**ગ્રહણ ત્યાગની લક્ષણા, અજહદ જહદા ખોઈ;**
**જહદા જહદની લક્ષણા, આપે જનમતિ જોઈ. ૪**

હવે ગુરૂગમ દષ્ટિએ સારાસારનો વિવેક કરી વેદની ત્રણ લક્ષણાઓનો હેતુ દર્શાવવામાં આવે છે. પંચભૂતની આદ્ય લઈ ગુણ, ગણ અને પ્રકૃતિ, પુરૂષ સુધીનાં અનિત્ય તત્ત્વોને આત્મા માનવો; તેને અજહદ લક્ષણા કહે છે. તેમજ સમસ્ત તત્ત્વોના કારણરૂપ ૐકાર પ્રણવ હોઈ સર્વે તત્ત્વોના આધારરૂપે એ જ છે. એવો નિશ્ચય થવો તેને જહદ લક્ષણા જાણવી. એ જહદ, અજહદ, બંનેનો ત્યાગ કરી જહદા જહદ કહેતાં ઓહમ્ પ્રણવને ચૈતન કરનાર તું નિજકર્તાનો અંશ હોઈ ન્યારો છે. એવો નિજ સ્વરૂપનો લક્ષ ગ્રહણ કરી શકે એવા શુદ્ધ બુદ્ધિનાં અધિકારી જનને જોઈ મહાન સમર્થ પરમગુરુ ગતિ બક્ષિસ આપે છે.

**અધો અર્ધને ઉર્ધ્વનું, તોડી આવરણ સર્વ;**
**પ્રણવ પાંખથી ઉડવા, ભરતા વેગ અપૂર્વ. ૫**

અધો એટલે ત્રણ ગુણ સંયુક્ત સ્થુળ, સુક્ષ્મ અને કારણ દેહ સુદી અધોદષ્ટિની અધોગતિનું આવરણ રહેલું છે. તેમજ અર્ધ કહેતાં અર્ધ માત્રા પ્રકૃતિરૂપ મહાકારણ દેહ હોઈ, ઓમકાર પ્રણવનાં વિસે હિરણ્ય ગર્ભિત હોવાથી સર્વ તત્ત્વોનાં આવરણની પક્કડ તેમાં રહેલી છે. અને ઉર્ધ્વ એટલે જ્યોતિરૂપ નિરંજન પરમકારણ દેહ સર્વે તત્ત્વોનાં પ્રથમ કારણરૂપ છે. તેથી વાસનાનો જન્મ ત્યાંથી જ થયેલો છે. તે વાસનાનું દિવ્યરૂપ હોવાથી ભલભલા મહાપુરૂષો પરમકારણ દેહની દશા ભોગવનાર એ વાસનાની પાછળ તણાઈ ગયા છે. પરંતુ મહાન સમર્થ પરમગુરુની કૃપાથી જેને અંશ અંશીપદની

એક્તાનો આશય પ્રાપ્ત થયો છે. તે જન વાસનાના આવરણને ભેદી સુલટ દૃષ્ટિએ નિહંગ પ્રણવની પાંખથી ઉડીને અતિ વેગપૂર્વક નિજપતિ પદની એક્તા કરી શકે છે.

**અહો ધન્ય આ શરણને, ધન્ય શરણાંગત જેહ;**
**અગણિત જ્ઞાન ભંડારના, ગુણ ગાવા મુજ દેહ. ૬**

ઉપર દર્શાવ્યા મુજબ મહાન સમર્થ પરમગુરુનું સજાણ શરણ અહો કહેતાં આશ્ચર્ય ચકિત કરી નાંખે તેવું છે. તેમની ચકવે ગતિનાં અતિ ઉગ્ર અમાપ અનુભવાનંદનું વર્ણન થઈ શકે તેમ નથી.એ શરણના મહિમાને અનેકવાર ધન્ય હો, તેમજ તે શરણાંગત થનાર ઉપાસક જનને પણ ધન્ય છે. કે અગણિત જ્ઞાનના ભંડાર, તથા અગણિત કરુણાઓના સાગર, પરમગુરુના સર્વવ્યાપક સ્વરૂપનાં ગુણ ગાવા અહોભાગ્યે મને આ દેહ પ્રાપ્ત થયો છે.

**આવો દેશી ઉર્ધ્વના, ગાઈએ ગુરુ ગુણ ગુપ્ત;**
**મહિમા જે ગુરૂ મંત્રનો, એ અતિ રચના યુક્ત. ૭**

જે ગુરુમંત્રનો મહિમા અપરંપાર છે. એ ગુપ્ત મંત્રનું બંધારણ વ્યષ્ટિ સમષ્ટિની આદ્ય લઈ નિજકર્તાએ અંતર બાજ હેતુથી રચના સંયુક્ત કરેલું છે. તેને પરમગુરુ વિના સમજાવવા કોઈ સમર્થ નથી. માટે હે નિજદેશના જિજ્ઞાસુજનો ! તમે પરમગુરુએ જણાવેલા ગુપ્ત મંત્રના આશયને સતગુરુ દ્વારા યથાર્થ સમજી, ભવબંધનથી મુક્ત થવા ઉર્ધ્વ એટલે સોહમ્ પ્રણવની અંતર દશામાં સ્થિર થઈને અતિ આરતપૂર્વક ગુપ્ત અજાપ જાપ જપી સર્વજ્ઞ સજાણ જાણ પરમગુરુનાં ગુણ નિરંતર ગાઈને ગતિ લેવાની છે.

**મહા મર્યાદા મંત્રની, રાખી કરવી વાત;**
**દેશી વિના અન્યને, ઘટતી કહેવી ખ્યાત. ૮**

સર્વ શિરછત્ર, મહાન સમર્થ, પરમગુરુ, વ્યાપક જ્ઞાનગતિના ચક્રવેપતિ છે. તેથી સામાન્ય, વિશેષ અંશો પર કૃપા કરીને જન્મ, મરણનાં, દુ:ખથી ફારગત થવા, અલૌકિક અમર મંત્ર બક્ષિસ આપ્યો છે. તે મંત્ર દ્વારા અંતર ઉપાસના કરવાથી અનેક પ્રકારના કર્મના ખજાનારૂપ મૂળ વાસના નષ્ટ થઈ જાય છે. ત્યારે અંશ નિજસ્વરૂપે થઈ સકર્તાપતિને ઓળખી શકે છે. એવા જે ગુપ્ત ગુરુ-મંત્રન વાત કદાપિ જો કોઈને કરવી પડે તો મંત્રની મહામર્યાદા રાખીને વાત કરવી. કારણ કે બીજા જે કોઈ જન નિજદેશના દેશી નથી. તેઓના અધિકાર પ્રમાણે લાયકાત જોઈને ગુરુ મંત્ર સંબંધી ઘટતી વાત કહેવી, જેથી ગુરુ ધર્મની આમન્યાનો લોપ થાય નહિ, અને લોપ થાય તો ગુરુ દ્રોહી ગણાશે.

**કારણ મૂળ કાર્ય જે, જગ તારણ ગુરૂજ્ઞાન;**
**નિજ ગમ નૌકા ફેરવે, મંત્ર સુણાવી કાન. ૯**

સ્થાવર જંગમ સહિત પુરુષ પ્રકૃતિ સુધી સમસ્ત લોકના ઘાટો કાર્યરૂપ કૃત છે. તેની ઉત્પત્તિનું મૂળ કારણ નિર્ગુણ બ્રહ્મ છે. તેના મધ્યે પરમ વિશેષ સર્વજ્ઞ મહાદ અંશનો ચૈતન ભાસ પડવાથી ચિદ્-બ્રહ્મનો ઉદય થયો. તે ચૈતન-ચિદ્ પરમગુરુનાં નિત્ય સ્વરૂપનું લક્ષ જ્ઞાન જગતભરનાં અંશોને તારવાળું છે. તે જ્ઞાન-ગતિ દ્વારા પરમગુરુ કૃપાદષ્ટિ કરીને જિજ્ઞાસુજનોને અવિગત મંત્રનો નાદ શ્રવણ કરાવી અંતરલક્ષમાં જાગ્રત કરે છે. તેમજ ગુરૂગમ રૂપી નિજભાવના પોતે ખેવટીઆ હોવાથી, આરતવંત્ અંશોને તેમાં બેસાડી, વ્યાપક

બ્રહ્મજાળની પાર નિજપતિના ધામમાં પહોંચાડે છે.

**કેવી તારક બુદ્ધિએ, મંત્ર કર્યો પરમગુરુદેવ;**
**આત્માને અંગીકૃત, પુન રૂપી કૈવલ ભેવ. ૧૦**

મહાન સમર્થ પરમગુરુ દેવાધિદેવ હોઈ પોતાની નવ બુદ્ધિઓ પૈકી તારક બુદ્ધિ વડે સર્વશ્રેષ્ઠ મંત્રની રચના કરી છે. તે મંત્રના આધારે સ્થાવર જંગમના સર્વે ઘાટો વિચરણ કરે છે. તે જીવનરૂપ સજીવન મંત્રમાં અંશ અંશીપદના સંબંધની ગુરૂગમ કુંચીની જુક્તીનો સમાવેશ કરવામાં આવ્યો છે. તે ઓહંગ પ્રણવરૂપ આત્માને અંગીકૃત હોવાથી, એ આશયને સમજવા પરમગુરુને હૃદયમાં રાખી જે ઉપાસક જન, પુન રૂપી એટલે વારંવાર મનન કરે તો કૈવલપતિને પામવાનો અલૌકિક લક્ષ ભેદ યથાર્થ જાણી શકશે.

**શ્રીમંત કુવેર કરૂણાનીધી, કરીને તત્ત્વ વિચાર;**
**મહા મંત્રના તંત્રમાં, સમાવ્યો સૌ સાર. ૧૧**

ભગવાન શ્રીમંત કુવેર, કરૂણાના સાગર હોવાથી જેમાં અનેક કરુણાઓ સમાઈને રહેલી છે. તે કરુણાસાગર પ્રભુએ કરુણાદ્રષ્ટિ કરીને સ્વજાત અંશોનું પરમ કલ્યાણ સહેલાઈથી થઈ શકે એવા હેતુથી, મૂળ પરમ તત્ત્વને વિચારી સુગમ ઉપાય બતાવ્યો છે. તે વિત્ત પ્રણવ હોઈ પ્રણવ રૂપી તંત્રના તંત્રી મહાન સમર્થ પરમગુરુ છે. તેથી મહાન તારક મંત્રના તંત્રમાં આપનપુ ને પતિપદની એકતાનો સત્ય-સાર સમાવેલો છે. તેને અનુલક્ષી જે કોઈ જન પરમગુરુની શુદ્ધ ઉપાસના કરશે તો સદેહે જીવન-મુક્ત થઈ શકશે.

**તે સંક્ષેપ જણાવવા, મુજ તન મન આતુર;**
**ટીકા કરું તે ન્યાયથી, રહી ચરણે હજુર. ૧૨**

ઉપર દર્શાવ્યા મુજબ જેમ છે તેમ તે તારક મંત્રના આશયને પ્રકાશમાં લાવવા માટે, પૂજ્ય શ્રી બાલકૃષ્ણ મહારાજ કહે છે કે મારા તન મનમાં અતિ આરત ઉત્પન્ન થઈ છે. જેથી પરમગુરુના સોહમ્ ચરણમાં રહીને, તેમની પરમ પ્રેરણાથી ન્યાય સહિત તારક મંત્રનો ગુપ્ત ભાવ, મારી બુદ્ધિ અનુસાર સંક્ષેપમાં જણાવું છું.

**તત્ત્વ તોલ તપાસીઓ, નહીં રહેવાનું કોઈ;**
**પાખંડ સૌ પરલે જશે, અખંડ આપ પતિ જોય. ૧૩**

પંચમ શ્વસંવેદના ન્યાયે વ્યક્ત અવ્યક્ત સર્વે તત્ત્વોનો તોલ એટલે જે જેની હદ પ્રમાણે માપ કાઢીને વિવેકદષ્ટિએ તપાસી નિર્ણય કરી જોયું, ત્યારે જણાયું કે નામ રૂપ ગુણની આદ્યે સર્વે અનિત્ય હોવાથી નિત્ય રહી શકતાં નથી. કારણ કે તે સર્વે ઉત્પન્ન થયેલા હોઈ, અનેક દેવી દેવતાઓ અને દસ અવતારો તેમજ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, શક્તિ અને નિરંજન વિગેરેના ધર્માચાર્યોએ જે પંથો કાઢેલા છે. તેને પાખંડ કહેવામાં આવે છે. જેથી મત મંથના પંથીઓ અને તેમના ઈષ્ટો સહિત અવધિકાળે નાશ પામે છે. પરંતુ ચૈતન્ય અંશો અને તેમના સજાતિ અંશી કૈવલપતિ હોઈ, આદ્ય અંતથી રહિત કાયમ અખંડ રહે છે.

**પાખંડ ને પડતું કરી, કથે અખંડનું જ્ઞાન;**
**ગુપ્ત ધ્વની ઓમકારથી, રચી મંત્રની છાણ્ય. ૧૪**

પરમ વિશેષ પરમદયાળુ ભગવાન કરુણાસાગરે સજાતિ સકર્તાપતિ વિના બીજા પાખંડોને પડતા મૂકી, સર્વે સિદ્ધાંતોનો જે સાર ચૈતન બ્રહ્મ છે, તેના પ્રકાશક સર્વોપરી અદ્વૈત કૈવલપતિ છે. તેમની શુદ્ધ સત્ય ઉપાસના સમજાવવાના

મતલબથી નિજપતિનું અખંડ જ્ઞાન કથીને જિજ્ઞાસુજનોને જણાવે છે. પરંતુ અંશોને સ્વરૂપ સ્થિતિનું જ્ઞાન થાય નહીં ત્યાં સુધી પરમપતિને મળવાનો પ્રેમ જાગૃત થતો નથી. તે પ્રેમ, ભક્તિ, વૈરાગ્ય સહિત જ્ઞાન પ્રાપ્ત કરવાનું શ્રેષ્ઠ સાધન ઓમકાર પ્રણવ હોઈ, પરમગુરુએ અતિ સુક્ષ્મ દષ્ટિએ ગુપ્ત ધ્વનિ ઓમકારથી સજીવન અમર મંત્રની રચના કરી છે. તે ઉલટ ઓહંગ અંશ સ્વરૂપને પહોંચતો હોઈ સુલટ સોહંગ નિજપતિને અંગીકૃત થાય છ.

**મંત્ર ત્રણો મહિમા અતિ, ચૈતન સત્તા તન;**
**પ્રભાવ પિંડ બ્રહ્માંડમાં, આપ પતિ સ્વતંત. ૧૫**

જે ગુરુમંત્રનો મહિમા અતિ એટલે અનંત અને અપાર છે. તેના વિષે કરૂણેશપતિએ પોતાની પ્રકાશ બ્રહ્મવૃત્તિનો ચૈતન અમલ પ્રેરક કરેલો છે. તેનો પ્રભાવ બ્રહ્માંડ સહિત સમસ્ત સ્થાવર જંગમનાં શરીરોમાં પ્રસરી રહ્યો છે. પ્રકાશ બ્રહ્મ વૃત્તિના શિર ઉપર કરૂણેશપતિની કરૂણા કટાક્ષ દષ્ટિ પડેલી છે. જેથી આપનપુ અંશ સ્વરૂપ અને નિજપતિની એક્તાનો સ્વતંત્ર એટલે સળંગ સુત્રવત સ્વતંત્ર તાર જોડાયેલો છે. એ ઘટના દ્વારા અંશ નિજકર્તાને મળી શકે છે.

**આપ કહ્યો તે અંશને, પતિ કૈવલ શીરદાર;**
**ઓહંગ સોહંગ જાપથી, જુગલ સ્વરૂપ એકતાર. ૧૬**

જે આપ કહ્યો તે અંશ હોઈ તેનું અલ્પજ્ઞ હંગ ઓહંગ પર આવેલું છે. એ અંશના શિર ઉપર સ્વજાતિ સર્વ સત્તાધીશ સકર્તાપતિ બિરાજે છે. તેમનું સર્વજ્ઞ હંગ સોહંગ શિર છત્રમણિ રૂપે રહેલું હોવાથી સર્વ અંશોને એકસરખું જીવન પોષે છે. પરંતુ જ્યારે અંશને નિજપતિને મળવાની આસ્ત

ઉત્પન્ન થાય ત્યારે સત્‌ગુરૂને ચરણે જઈ, કૈવલ લક્ષ બોધ ગ્રહણ કરે, અને અંતર ઉપાસના દ્વારા ઓહંગ સોહંગના અજાપ જાપને જાણી, પોતાના અલ્પજ્ઞ હંગને સોહમ પ્રણવમાં સ્થિર કરે તો પતિના સર્વજ્ઞ હંગ સાથે એકતા થઈ શકે છે.

**ઓહંગ ભૂજ છે અંશનો, સોહંગ હરિનો હાથ;**
**હસ્તો હસ્ત મેલાયક, થતો સ્વામી સાથ. ૧૭**

ઉપર જણાવ્યા પ્રમાણે ઓહંગ પ્રણવ તે અંશનો હાથ હોઈ સોહંગ પ્રણવ સકર્તાપતિનો હાથ છે. તે હસ્તો હસ્તનો મેળાપ કરવાને માટે પતિએ અંશને આપેલી સજાતીય શુદ્ધ સમૃદ્ધિ, અકલ, આરત ને સુરત, નૂરતથી સજ્જ થઈ, ઓહંગ પ્રણવને સોહંગ પ્રણવમાં લીન કરે તો સકર્તા સ્વામીની સાથે અખંડ મેળાપ થઈ શકે છે.

**કૈવલ રબની કિરણો, છૂટે સોહંગ શૂન્ય;**
**કૈવલ અંશથી ઉદ્‌ભવે, ઓહંગ પ્રણવ ધૂન્ય. ૧૮**

દૃષ્ટાંતે જેમ સૂર્યરૂપી કૈવલપતિ હોઈ, તેમની બાજ પ્રકાશ બ્રહ્મ વૃત્તિના મધ્યે હેતુ સંયુક્ત મહદ સજાણ જાણ અંતરવૃત્તિનું ચૈતન કિરણ પડતાં સમસ્ત લોકના કારણરૂપ સોહમ બ્રહ્મનો ઉદય થયો. એ સોહમતારે નિજકર્તાએ અંતર વૃત્તિના અંશોને પ્રેરક કર્યા. તે સમરૂપ સોહમ નિધિમાંથી અંશોની ચૈતન વૃત્તિના યોગે ઓહંગ પ્રણવ ધ્વનિ ઉત્પન્ન થયો છે. એનો અમલ વિશ્વભરના સર્વે શરીરોમાં વ્યાપી રહ્યો છે. તે ઓહંગ આત્માનું જીવન સોહંગ પરમાત્મા હોઈ એ ઘટના દ્વારા સમસ્ત જગતનો ખેલ ચાલી રહ્યો છે.

**અંશ અંશીની એકતા, કરતો તારક મંત્ર;**
**ટેલીગ્રાફના યંત્રવત, ઓહંગ સોહંગનો તંત્ર. ૧૯**

દૃષ્ટાંતે જેમ કોઈ વ્યક્તિ તેના મતલબની વાત ટેલીફોન યંત્ર દ્વારા પોતાના સંબંધિ સાથે કરે છે ત્યારે રૂબરૂ પ્રત્યક્ષ મળ્યા હોય તે પ્રમાણેનું કાર્ય સિદ્ધ થાય છે. એવી રીતે પ્રત્યેક શરીરોમાં ટેલીફોનના ન્યાયે ઓહંગ સોહંગનો તાર રહેલો છે. તે તાર આ બાજુ અંશોને સ્પર્શીને રહેલો હોઈ તે બાજુ નિજપતિની સાથે જોડાયેલો છે. તેના દ્વારા અંશ પોતાના હંગમાં નિજપતિને મળવાનો ભાવ ભરીને સમર્પણ કરે તો અંશીપદની એક્તા થતાં વાર લાગતી નથી.

**વૃત્તિ વિદ્યુત વેગની, પ્રણવ યંત્ર પર જાય;**
**તો પહોંચે સોહંગ સાક્ષીને, એવી તત્ત્વ કળાય. ૨૦**

અંશ પોતાના ઉરમાં અતિ ઉમંગ ધારણ કરીને, મહાન તીવ્ર વૈરાગરૂપી વિજળીના વેગપૂવક અંતરવૃત્તિને, સોહંગ પ્રણવના યંત્ર પર લઈ જઈને સ્થિર કરે તો, સોહંગના શિર પર રહેલા સર્વ અંશોના સાક્ષી (સર્વજ્ઞ પરમગુરુ)ને પહોંચી શકે છે. એવી પરમ તત્ત્વની અકળ કળા નિજપતિએ પ્રથમથી કરેલી છે.

**ઓ નાભીથી ઊઠતો, હું ઉર્ધ્વે ચઢનાર;**
**અકાર જઈ ગગને સમે, ઓહંગ સોહંગાકાર. ૨૧**

અંશની વૃત્તિ બ્રહ્મ રંધ્રમાં પડવાથી જે લહેર ઉઠી એને સોહમ-પ્રણવ કહેવામાં આવે છે. તે સોહંગની દૃષ્ટિ આજ્ઞા ચક્ર ઉપર પડતાં જે ધ્વનિ ઉઠ્યો તે ઓમકાર હોઈ, એનું સ્થાન નાભિમાં છે. તે જ નાભિમાંથી ઓ પ્રણવ ધ્વનિ હરદમ ઉઠતો હોઈ, તેની સાથે મ ધ્વનિ ઉર્ધ્વ પડીને માયાનો સ્વજાતિ હોવાથી ભ્રૃકુટીમાં આવીને અવ્યાક્તમાં લીન થઈ જાય છે. ત્યારે માયાના આવરણથી મુક્ત થયેલો શુદ્ધ અકાર પ્રણવ

ધ્વનિ ગગન એટલે ચિદ્ બ્રહ્મ આકાશમાં જઈને સમાઈ જાય છે. તે સમયે અંશનું અલ્પજ્ઞ હંગ સો ઉપર આવેલા સકર્તાપતિના મહદ સર્વજ્ઞ હંગ સાથે એકતા કરી શકે છે.

**ઓ ને સો ની મધ્યનું, આવરણ હરશે હંગ;**
**ગુરૂભાગ મૂક્યો અહીં, તે ગુરૂથી કરવો ભંગ. ૨૨**

સર્વે દેહના વિષે, ઓ નો અમલ નાભિથી લઈ ભ્રુકુટી અને બ્રહ્મરંધ્ર સુધી વ્યાપક રહેલો છે. તે બ્રહ્મરંધ્ર ભુમિકાઓને સો ની વચ્ચેનું મધ્યસ્થળ ગણાતું હોઈ, ભ્રુકુટીમાં અવ્યાક્ત મહામાયાનું સ્થાન તેમજ બ્રહ્મરંધ્રમાં જયોતિ સ્વરૂપ આવેલું છે. તે અવ્યાક્ત અને જયોતિનું આવરણ હોવાથી ઓ પ્રણવ ધ્વનિ સો પ્રણવમાં મળી શકતો નથી. તે આવરણને સોહમ્ના શિર પર રહેલું સર્વજ્ઞ હંગ જ હણી શકે છે. પરંતુ અહીં ગુરૂભાગની જુક્તિ રહેલી હોઈ પરમગુરુની કરૂણા દૃષ્ટિ પડે તો જ યથાર્થ સમજી શકાય તમ છે.

**હંગે હંગની વારતા, સત્ગુરૂ કહેશે સરવ;**
**તન મન અરપી પ્રાણને, ત્યજો અંતરથી ગર્વ. ૨૩**

સર્વે તત્ત્વોના કારણરૂપ ઓમકાર પ્રણવ છે. તે પ્રણવની પર તેને સક્રિય કરનાર અંશનું અલ્પજ્ઞ હંગ રહેલું છે. એવી જ રીતે સોહમ્ પ્રણવ ઉપર સકર્તાપતિનું સર્વજ્ઞ હંગ આવેલું હોઈ, એ ઉભય હંગના સંબંધનું અલૌકિક વર્ણન કરીને પરમગુરુ જ સમજાવી શકે છે. તે એવી રીતે કે અંશના અલ્પજ્ઞ હંગમાં અહંગ આવેલું છે. તે સર્વે પ્રકારની અસ્મિને ધારણ કરવાવાળું હોઈ અનેક પ્રકારનું મમત્વ કરે છે. તે ઉપાધિથી નિવૃત્ત થવા માટે પોતાનું તન, મન અને પ્રાણ પરમગુરુના ચરણમાં સમર્પણ કરીને તેમનો થઈ રહે તો નિજ અંતરમાંથી

તત્ત્વ અસ્મિના અનિત્ય ગર્વ છૂટી જાય છે. તેથી નિજકર્તાને મળવાનો અલ્પજ્ઞ હંગમાં અતિ ઉમંગ પ્રગટ થાય છે. ત્યારે નિજવૃત્તિનું નિશાન સર્વજ્ઞ હંગમાં લાગી શકે છે.

**વાચક શબ્દ ઓમ છે, ભજને સોહંગ જાપ;**
**અકાર ગગને પહોંચતો, જ્યાં નિજ આપનું આપ. ૨૪**

હવે ચાર વાણીનું ભુષણ ઓમકાર પ્રણવ હોઈ જેમાં બાવન અક્ષર અવ્યક્તપણે સમાઈને રહેલા છે. તે અંશવૃત્તિની સત્તાએ મન, સ્વર, સંયુક્ત અક્ષરો નીકળે છે. તે બાવન અક્ષરો વડે જ્યાં જેવો હેતુ ત્યાં તેવા ભાવવાળા શબ્દોનો ઉચ્ચાર થાય છે. એ સર્વે શબ્દોના મૂળ કારણરૂપ ઓમકાર પ્રણવ છે. તેને કોઈ અધિકારીજન સત્‌ગુરૂ દ્વારા યથાર્થ જાણીન ઉપર દર્શાવેલા મન, વાણી અને અક્ષરના આવરણથી રહિત કરે તો, શુદ્ધ થયેલો અકાર પ્રણવ ધ્વનિ ગગને એટલે ચિદાકાશમાં પ્રવેશ કરે છે. જ્યાં નિજ આપનું આપ અંશ સ્વરૂપ હોઈ, ત્યાં નિજવૃત્તિમાં અતિ ઉજાગ્રત રહી સોહમ્ જાપ લક્ષ દ્વારા સકર્તાપતિનું ભજન થઈ શકે છે.

**માટે જરૂર અકારની, મકાર કરીને બાદ;**
**ભેદ નહી સિદ્ધાંતમાં, વ્યાકરણનો એ વાદ. ૨૫**

ઉપર જણાવ્યા મુજબ નિજકર્તાનું ભજન કરવા માટે અકાર પ્રણવ ધ્વનિની જરૂર છે. જેની સાતે મકાર એટલે માયાના આવરણનો સંબંધ નતી. તે શુદ્ધ થયેલા ઓમકાર પ્રણવથી ભજન થઈ શકે છે. એ ઘટોઘટના વિષે નાભિથી લઈ બ્રહ્મરંધ્ર સુધી સળંગ સુત્રવત છે. પરંતુ પાંચે દેહની રચનાનું બંધારણ જ્યાં જેવા તત્ત્વો છે, ત્યાં તેવા રૂપે દેખાય છે. છતાં પાંચે દેહનું કારણ વસ્તુરૂપ ઓમકાર પ્રણવ હોઈ, સિદ્ધાંતમાં કંઈ જ

ભિન્ન-ભેદ નથી. તે જ પ્રણવના વિષે પ્રકૃતિ સંયુક્ત તત્ત્વો સમાયેલા હોવાથી, કાર્યના ભેદે વ્યાકરણના માન્યતાએ વર્ગ પાડી જણાવ્યા છે.

**નહિ દાંભિક આ વારતા, નહિ પાખંડ કે પક્ષ;**
**અનુભવ સિદ્ધ પ્રમાણથી, પરખો તત્વ પ્રત્યક્ષ. ૨૬**

જે ઓમકાર પ્રણવનો સત્ય નિર્ણય કરી બતાવ્યો તેમાં કોઈ પ્રકારનો દંભ કે પાખંડ છે જ નહીં. તેમજ પ્રકૃતિના સંબંધવાળો કોઈ પણ પક્ષ નથી. પરંતુ મહાન સમર્થ પરમગુરુના લક્ષ દ્વારા અંતરદષ્ટિએ નિહાળીને, અનુભવ પ્રમાણથી સિદ્ધ કરીને નિરૂપણ કરી બતાવ્યું છે. તે શુદ્ધ ઓમકાર પ્રણવ તત્ત્વને કોઈ ગુરૂમુખીજન પ્રત્યક્ષ પારખી શકશે.

**ઓ સ્થિતિ આ લોકમાં, હમ સ્થિતિ સુરલોક;**
**અકાર સ્થિતિ જ્યોતમાં, એ વિધિ સમજે કોક. ૨૭**

ઓ કહેતાં આ બાજુ અધોમુખી, સામાન્ય તત્ત્વોના આવરણથી અવરાયેલા અશુદ્ધ ઓમની ઉપાસના જે કોઈ જન અંતઃકરણથી ઈન્દ્રિયો દ્વારા ઉચ્ચારથી કરે છે. એવા જનોની ગતિ આ મૃત્યુલોકમાં થાય છે. તેથી આગળ જતાં અર્ધમાત્રા રૂપ શુદ્ધ માયા સંયુક્તની જે ઉપાસના કરે છે. એવા જનોને વાસ દેવલોકમાં થાય છે. ઉપર જણાવેલા અશુદ્ધ શુદ્ધ બંને માયાના આવરણોથી પર રહેલા વિશુદ્ધ ઓમકારની જે ઉપાસક ઉર્ધ્વ દષ્ટિએ ઉપાસના કરે છે, તેનો અકાર પ્રણ ધ્વનિ જ્યોતિ સ્વરૂપમાં લીન થતો હોઈ, એ ઉપાસકની સ્થિતિ પણ ત્યાં જ થાય છે. આ અંતર પ્રદેશની અદશ્ય વિગતને કોઈક જ વિરલા સંત સજ્જન જાણી શકે છે.

**પુરૂષ પ્રકૃતિ આદ્યમાં, રમતા રામ ઓહંગ;**
**તન માત્રાદિ તત્ત્વો પર, સૂલટ રામ સોહંગ. ૨૮**

નિરંજન પુરૂષ અને આદ્ય શક્તિથી લઈ આ બાજુ રહેલા જગત-ભરના સર્વે ચર અચર ઘાટોમાં ઓહંગ પ્રણવ રમણ કરે છે. તેમજ પાંચ દેહ પાંચે તત્ત્વોના હોવાથી, તે તત્ત્વો પર પંચમાત્રાઓ રહેલી છે. તે તત્ત્વોની આદ્યે માત્રાઓની પાર વિકાસ રૂપ સુલટ ગતિનો સોહમ્-પ્રણવ અખંડ ભાવનાએ સહેજ શૂન્યમાં સમ થાય છે.

**ઇંગલા પિંગલા સૂક્ષમણા, સૂક્ષ્મ વહે સમીર;**
**હદ બાંધી બેહદ વિષે, રહેવું ધારણ ધીર. ૨૯**

હવે નિજસ્વરૂપે થવાની જિજ્ઞાસાવાળા અધિકારી હોય તેને નિજવૃત્તિની એકાગ્રતા કરવી, તેથી ઈંગલા અને પિંગલા નાડીઓના વિષે ચાલતા બંને સ્વરો ભ્રુકુટીમાં સમાતાં સૂક્ષ્મણા થાય છે. તે સુક્ષ્મણાનો નિહંગ પ્રણવ અતિ સૂક્ષ્મપણે વહન કરે છે. જયાંથી સુક્ષ્મણા ચાલુ થઈ તે હદને બાંધી, સોહંગ પ્રણવની બેહદના વિષે અતિ ધીરજ ધરીને રહેવું.

**આરોહ અવરોહ પ્રાણથી, સહેજ સમાધી યોગ;**
**અણી અગ્રે દર્શતાં, ત્યાગે તત્ત્વ સંયોગ. ૩૦**

હવે સમ, દમ, ઉપપ્રતિતિ, તિતિક્ષણા અને શ્રદ્ધા સહિત નિજસ્વરૂપનું સમાધાન કરવા માટે પરમદયાળુ, પરમગુરુના ઉપદેશ અનુસાર અંતર લક્ષમાં ઉજાગ્રત રહીને, સાધન કરવું. આરોહ એટલે ઉંચે ચઢતો શ્વાસ, અવરોહ કહતાં નીચે ઉતરતો શ્વાસ, તેના વિષે નિજ દષ્ટિએ રાખી સ્થિર કરવાથી શ્વાસની ક્રિયા સમ થતી હોઈ, તેના યોગે સહેજ સમાધિ થાય છે. ત્યારે સર્વ તત્ત્વોનો સંબંધ છૂટી જતો હોવાથી

ભાલતિલકવત્ દિવ્ય પ્રણવનું અણીઅગ્ર સ્વરૂપ ઉપાસકની નિર્મળ દૃષ્ટિમાં દેખાય છે.

**ગંભીર ગગને સ્થિર રહી, વૃત્તિ ત્યાં વિલમાય;**
**તો આગળ ગમ આપવા, શ્રી સતગુરૂ રીઝાય. ૩૧**

ગગન એટલે ચિદ્ આકાશ અતિ ગહેરું અને ગંભીર છે. ત્યાં સ્થિર રહીને વૃત્તિને લીન કરી, અંતર હંગમાં આશય સંયુક્ત નિજકર્તાને મળવાનો હેતુ રાખવો. જેથી અનંત દયાળુ પરમગુરુ દેવ રીઝીને, ચિદ્-બ્રહ્મની પાર સકર્તા પતિને પામવાની ગુરૂગમ ગતિ બક્ષિસ આપશે.

**નહિ જોવા નહિ ઝાલવા, અગમ અગોચર વસ્ત;**
**પણ ગુરૂ ગતિએ પામશો, વસ્તુ હસ્તો હસ્ત. ૩૨**

જે સકર્તાપતિનું અતિ અવિગત સ્વરૂપ ચર્મ દૃષ્ટિએ જોઈને પકડી શકાય તેવું નથી, ત્યાં સગુણ નિર્ગુણની ગમ નહીં પહોંચી શકવાના કારણે, ઉગરતી વસ્તુરૂપ કૈવલપતિ જેમ છે, તેમ, સ્વરૂપ સ્થિતિએ યથાર્થ અદ્વૈત રહેલા છે. તેમને પરમગુરુની ગમગતિ દ્વારા હસ્તો હસ્તના ન્યાયે પ્રત્યક્ષ પામી શકાય છે.

**નિત્ય સ્વરૂપ નિહાળવા, અન્યનો થાય અભાવ;**
**મન વૈરાગી હોય તો, સિદ્ધ સંયમનો દાવ. ૩૩**

જ્યાં સુધી માયાનો પસારો છે, ત્યાં સુધીના ભોગોનો સંપૂર્ણ અભાવ થાય, તેને પોતાના મનમાં અતિ તીવ્ર વૈરાગ આવે છે. એવો અધિકારીજન ઈન્દ્રિયો અને અંતઃકરણ વગેરે સર્વે તત્ત્વોને સિદ્દ સંયમમાં રાખી શકે છે. ત્યારે નિત્ય સ્વરૂપને નિહાળવાની દિવ્ય દૃષ્ટિનો દાવ, પરમગુરુ કૃપાથી મળે છે.

**એ રહેણી એ શ્રેણીએ, પ્રથમ ઓળખી આપ;**
**કૈવલ પરમ સિદ્ધાંતનું, ત્યારે નીકળે માપ. ૩૪**

અત્યાર સુધી જેનું વર્ણન કરી જણાવ્યું તે દેહાતિત વસ્તુરૂપ ઓહંગ પ્રણવ છે. તેને સત્‌ગુરૂ દ્વારા યથાર્થ જાણીને અંતર દૃષ્ટિએ અજંપા રહેણીમાં રહેવું. તે રહેણીમાં રહેવાથી, શ્રેણી એટલે સુલટ ક્રમની શુદ્ધ સમજ પડસે. તેને અનુસરી ખોજપૂર્વક તપાસી જોતાં જણાશે કે, તત્ત્વોનું કારણ ઓહંગ પ્રણવ અને ઓહંગ પ્રણવનું કારણ તે સોહંગ પ્રણવ, સકર્તાપતિની બાજપ્રકાશ બ્રહ્મવૃત્તિમાંથી ઉત્પન્ન થયેલો હોઈ તેને પરમ સિદ્ધાંત કહેવામાં આવે છે. તે પરમ સિદ્ધાંતનું માપ જાણવા માટે જે કોઈ અંશ પોતાના સ્વરૂપને ઓળખી, સર્વજ્ઞ ગતિવાન મહાન સમર્થ પરમગુરુનો શરણાંગત થઈ રહે તે જ પાર પામી શકશે.

**કાઢી માપ અમાપનું, શ્રીમંત કુવેર ગતિરાજ;**
**શરણાંગત જોઈ પાત્રને, દેતા લક્ષ ધિરાજ. ૩૫**

ઉપર દર્શાવ્યા મુજબ સર્વ શિરશ્રેષ્ઠ પરમ દયાળુ ભગવાન કરુણાસાગર, અપાર અનુભવ ગતિના ચકવેપતિ સમર્થ સદ્‌ગુરુ છે. જેથી અમાપ નિર્ગુણ બ્રહ્મનું માપ કાઢીને તેના કારણરૂપ સકર્તાપતિને ારવી બતાવ્યા છે. તે સકર્તાપતિના પદને પામવાની સંપૂર્ણ આરતવાળા શરણાંગત થયેલા અધિકારીજનના યોગ્ય પાત્રને જોઈ, મહાધિરાજ સ્વામી શ્રીમંત કુવેર સાહેબ કૈવલ લક્ષ બક્ષિસ આપે છે.

**યોગમુદ્રા કે સંપત્તિ, દિવ્ય સાધનમાં આધ;**
**પ્રણવ અજંપા જાપથી, પામે પદવી મહાદ. ૩૬**

અત્યાર સુધી થઈ ગયેલા સગુણ નિર્ગુણના સરવે મહાપુરૂષોએ મોક્ષ માટે અષ્ટાંગ યોગ, પંચમુદ્ર અને ખટસંપત્તિ એ અતિ કષ્ટ સાધ્ય દિવ્ય સાધનો પ્રથમ બતાવેલા છે. પરંતુ ભગવાન કરુણાસાગરે સર્વ અંશોને નિજ સ્વરૂપે થવા માટે સુગમ ઉપાય બતાવ્યો છે. તે મૂળ પ્રણવ અજંપા જાપ હોઈ, જેમાં નિજ દૃષ્ટિને એકાગ્ર કરવાથી પોતાના સ્વરૂપને ઓળખી મહાદ પરમ કૈવલ પદને પામી શકે છે.

**અનુક્રમે ક્રમ સાધવા, પ્રણવ કલ્પતરૂ મંત્ર;**
**એ વિધી અર્થ વિચારતા, બાલકૃષ્ણ ધન્યતંત્ર. ૩૭**

ઉપરોક્ત વિધિ પ્રમાણે અનુક્રમ એટલે સકર્તા સર્જનહારની પ્રકાશબ્રહ્મ વૃત્તિના ત્રણ મહાતત્ત્વો ઉપર અંશની વૃત્તિ પડી. તેથી ત્રણ મહાતત્ત્વનો સચેતન થયા. જેના વડે સંજમભોગ વૃત્તિના ત્રણ ચક્ષસત્વ તેમજ ઈચ્છા વૃત્તિના બોતેર તત્ત્વો ચેતન થયા. આ પ્રમાણે અંશની વૃત્તિ છેક નીચે ઉતરી આવેલી છે. તેને ક્રમવાર સુલટાવીને નિજસ્વરૂપે થવા ભગવાન કરુણાસાગરે સર્વ શ્રેષ્ઠ સાધન બતાવ્યું છે. તે મહામંત્ર રૂપ પ્રણવ કલ્પતરૂ હોઈ, એના વિષે વૃત્તિને રાખી પ્રણવ સાધનાને સાધવામાં આવે તો અંશ નિજ સ્વરૂપે થઈ શકે છે. મહાન સમર્થ પરમગુરુના કૃપાપાત્ર પૂજ્ય શ્રી બાલકૃષ્ણ મહારાજ કહે છે કે એ પ્રણવયંત્રને ધન્ય છે કે જેના દ્વારા અંશ સરળતાથી પ્રત્યક્ષ પતિપદને પ્રાપ્ત કરી અખંડ પરમ સુખને ભોગવી શકે છે.

ઈતિ શ્રી બાલકૃષ્ણ રચિત કૈવલ મોક્ષ લક્ષ નિરૂપણ સમાપ્ત.

## મહંત શ્રી સરજ્યુદાસજી
## ગુરૂશ્રી મોહનદાસજી




એકલ પ્રેમ પહોંચે નહી, જહાં જહાં જાય ફસાય,
જબ સતગુરૂપે ઉપજે, પ્રેમ અમુલ કહેવાય.

## સંત શ્રી નિર્મળદાસજી
## ગુરૂશ્રી મોહનદાસજી




પ્રેમ નેમ પ્રીત્યે કરી, ધરો શ્રીમંત કુવેર શરન;
નારણદાસ નિશ્ચે કહે, મીટે જનમને મરણ.

